સેંકડો દરદીઓપર ફતેહ પામેલું.

પારેખનું ગનોરીઆ મીક્ષ્ચર.

# પરમાની અકસીર દવા.

---

લાંબી મુદ્દતના જડ ઘાલી બેઠેલા તેમજ તરતના થયેલા પરમા ગરમીને ત્રણ દીવસમાંજ સાફ કરે છે આ દવાનો એકજ ભાગ પીધાથી પીશાબમાં થતી અગન તથા તનખ બંધ કરી પીસાબ સાફ લાવે છે તેમ જ છએ ભાગ પીધાથી દરદનો નાશ કરી 'પીપ અથવા રસી' ને રોકે છે યાદ રાખજો કે આ દવા જાદુ જેવી અસર કરે છે અને ગમે તેટલા જુના અને જડ ઘાલી બેઠેલા પીશાબમાં વહેતા દરદો સારા થયા વગર રહેતાં નથી. આવી અસર કારક દવાનો એકજ વખત ઉપયોગ કરવાથી કોઈ પણ સંતોષ બતાવ્યા વગર રહે નહી એવી આ દવાની પુરતી જામીનગીરી છે, કી૦ શી૦ ૧ નો રૂ ૧.

પારેખની કું૦

ઘર નાં. ૧૧૮-૨૦ મસીદ બંદર રોડ. મુંબઈ.

---

# પ્રમોદા

યાને

## દિલેર દિલારામ.

ગુજરાતના કરણ વાઘેલાના રાજત્વ-
કાળનું એક ઐતિહાસિક ચિત્ર.

કર્તા,
ચુનીલાલ વર્ધમાન શાહ.

પ્રકાશક,
"રાજસ્થાન" પત્રની ઑફીસ;
અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૫૦૦.
વિ. સંવત્ ૧૯૬૩. સને ૧૯૦૭.

મૂલ્ય આના બાર.

# અર્પણ પત્ર.

---

## રા. રા. શેઠ લલ્લુભાઈ રાયચંદ ઝવેરી;

અમદાવાદ.

રાજનગરમાં આપની સખાવતો સુપ્રસિદ્ધ છે; જૈન
કોમના હિતાર્થે આપે બજાવેલી સેવાઓને માટે
આપ સુવિખ્યાત છો; સ્વદેશના ગરીબો અને
અનાશ્રિતો પ્રત્યેની મમતા રાખવાની
આપની 'લલુતા' આપના નામનો
યથા ગુણ દર્શાવવાને પૂરતી છે;
આપના એ ગુણોથી આ પુસ્તક
આપને સપ્રેમ અર્પણ
કરવાની વિનય સહ
રજા લઉં
છું.

અમદાવાદ. }
૧-૯-૦૭. }

હીરાલાલ વર્ધમાન શાહ.
મેનેજર—"રાજસ્થાન."

# શેઠ લલ્લુભાઈ રાયચંદ ઝવેરીનું સંક્ષિપ્ત જીવન-વૃત્તાન્ત.

---

**શેઠ લલ્લુભાઇ રાયચંદ ઝવેરી** કે જેઓ **અમદાવાદમાં એક** સખી જૈન ગૃહસ્થ તરીકે સુવિખ્યાત છે, તેમનો **જન્મ** વિ. **સંવત્** ૧૯૦૬ **માં થયો**, અને તેમના પિતા **શેઠ રાયચંદ પાનાચંદ તેમના જન્મ પછી** લગભગ ૧૩ વર્ષે એટલે વિ. સંવત્ ૧૯૧૯ માં પોતાની ૫૭ વર્ષની વયે ગુજરી ગયા. આ વખતે **શેઠ લલ્લુભાઇના** બે મોટા ભાઇ **શેઠ દલપતભાઇ** અને **શેઠ છગનભાઇ** હૈયાત હતા. **શેઠ દલ-પતભાઇ** વિ. સં. ૧૯૨૨ **માં** અને **શેઠ** છગનભાઇ વિ. સં. ૧૯૪૯ માં ગુજરી ગયા હતા. જ્યારે પોતાના પિતા ગુજરી ગયા ત્યારે **લલ્લુ-ભાઇ** પોતાના મોટા ભાઇની દેખરેખ હેઠળ પોતાના ઝવેરાતના ધંધાનું શિક્ષણ લેતા થયા. **શેઠ લલ્લુભાઈએ** માત્ર થોડાં ગુજરાતી ધોરણો-નું જ શિક્ષણ નિશાળમાં લીધું હતું, પરન્તુ પોતાના ધંધાને લગતું વિશેષ શિક્ષણ તો તેમણે પોતાને ઘેર જ સંપાદિત કર્યું હતું. આ ખાનગી તાલીમ લઇને તેમણે ધીમે ધીમે વ્યાપાર કરવો શરૂ કર્યો અને રફતે રફતે તેઓ શેરદલાલીના ધંધામાં જોડાયા. ત્યારબાદ વિ. સં. ૧૯૫૧ **માં** તેમણે '**ધી અમદાવાદ ન્યુ સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ મીલ્**' ઉભી કરી. ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળમાં આ મીલને ટકાવી રાખવાને અને તેને તરતી રાખવાને શેઠને ઘણી મહેનતનો ભોગ આપવો પડ્યો હતો. ત્યાર પછી વિ. સંવત્ ૧૯૫૮ માં તેમણે '**વ્યાપારોત્તેજક**

સ્પિનિંગ મીલ ' રાખી અને તેને સુસ્થિતિમાં લાવવાને શેઠ લલ્લુભાઇએ ઘણો પ્રયાસ કર્યો હતો. વળી આ વર્ષે લગભગ થોડા વખત પહેલાં જ તેમણે એક ' હરિપુર સ્પિનિંગ મીલ ' નામની નવી મીલ ખુલ્લી મૂકી છે. આવી રીતે હાલમાં શેઠ લલ્લુભાઇ ત્રણ મીલો ઉપર માલેકી ધરાવે છે અને તદ્દ્વારા તેઓ સ્વદેશી હીલચાલની ખીલવણીમાં એક રીતે સાધનભૂત થઇ પડયા છે.

શેઠ લલ્લુભાઇના પિતા ગુજરી ગયા ત્યારે ફક્ત ૨૫ હજાર રૂપિયા જેટલી મીલકત તેઓ મૂકી ગયા હતા. પરન્તુ શેઠ લલ્લુભાઇએ પોતાના જ વ્યાપાર વડે ત્રણ મીલો ઉભી કરી છે, તે સ્પષ્ટ રીતે તેમની વ્યાપારદક્ષતા સૂચવે છે. શેઠ લલ્લુભાઇ કેળવણી પ્રત્યે ઘણી દિલસોજી ધરાવે છે. જૈન કોમમાં કેળવણીની અભિવૃદ્ધિ કરવાને તેમણે રૂ. ૨૫ હજારની એક રકમ કાઢી " ઝવેરી લલ્લુભાઇ રાયચંદ જૈન હિતવર્ધક ફંડ " નામની એક સંસ્થા કાઢી છે. આ સિવાય તેમણે એક જૈન શ્વેતાંબર બૉર્ડિંગ " કાઢી છે, જેમાં હાલમાં એક સો વિદ્યાર્થીઓ આશ્રય લેવા પામ્યા છે. સદર્હુ સંસ્થાને તેમણે એક મકાન પણ અર્પણ કર્યું છે. શહેરમાં રખડતાં આંધળાં, પાંગળાં, ભિખારીઓને માટે એક હોસ્પીટલની અમદાવાદમાં જરૂર છે, અને તે જરૂરીઆતનો સ્વીકાર કરીને શેઠ લલ્લુભાઇએ તેવી એક હોસ્પીટલ ઉઘાડવાને રૂ. ૨૫ હજારની રકમ આપવાને વચન આપ્યું છે. આ સિવાય " મહીપતરામ અનાથાશ્રમ " માં પણ વાર્ષિક મદદ મળે તેવી યોજના કરી આપી છે. આ સિવાય શેઠ લલ્લુભાઇએ જૈન કોમમાં તેમજ બીજાં અનેક સાર્વજનિક ખાતાંમાં પોતાનો સખી હાથ લંબાવ્યો છે. શેઠ લલ્લુભા-

ઇની કારકીર્દીનો કેટલોક ભાગ લોકહિતનાં કાર્યોમાં પણ પસાર થયો છે. **અમ**દાવાદ શહેરની મ્યુનિસિપાલીટીના એક કમિશનર તરીકે પણ **શેઠ લ**લ્લુભાઇએ ત્રણ વર્ષ સુધી કામ કર્યું હતું અને તેટલા વખતમાં પણ તેમણે લોક સેવા સારા પ્રમાણમાં બજાવી હતી. **શેઠ લ**લ્લુભાઇ શ્રીમંત હોવા છતાં ઘણા સાદા અને નિરભિમાની છે.

**શેઠ લ**લ્લુભાઇને હાલમાં ચાર પુત્રો છે. જેમાંના વડા રા. **ચં**દુલાલ હાલમાં શહેરની મ્યુનિસિપાલીટીમાં એક કમિશનર છે. સૌથી નાના પુત્ર સિવાયના ત્રણ પુત્રો શેઠની સાથે ધંધામાં જોડાયા છે. **શેઠ લ**લ્લુભાઇની શારીરિક તેમજ આર્થિક સ્થિતિ ઘણી સારી છે અને અમે ઇચ્છીએ છીએ કે તેઓ પ્રજાહિતનાં કાર્યોમાં પોતાના ઉદાર હાથને નિરંતર લંબાવતા જ રહેશે.

अनुष्टुप् ।

जननी जन्मभूमिश्च । स्वर्गादपि गरीयसी ॥
तयोरुद्धारणार्थाय । सद्यः प्राणान् परित्यजेत् ॥

# પ્રસ્તાવના.

'પ્રમોદા' ગુજરાતના ઇતિહાસને લગતી એક નવલકથા છે. કલ્પિત સાંસારિક નવલકથાઓ કરતાં ઐતિહાસિક નવલકથાઓ જનસમાજનાં હૃદય ઉપર કાંઇક અલૌકિક પ્રકારની અસર કરે છે એ તો સિદ્ધ છે. એક કલ્પિત કથા–ગમે તેવી અસરકારક હોવા છતાં–જનસમાજનાં હૃદય તેનાથી વિશેષ દ્રવિત થતાં નથી, કારણ કે તે ઐતિહાસિક નથી–ખરા બનેલા બનાવો નથી. ઐતિહાસિક નવલકથાઓ કરતાં કલ્પિત સાંસારિક નવલકથાઓ ઓછા રસવાળી હોય છે, તો પણ ઐતિહાસિક નવલકથાઓ માણુસના હૃદય ઉપર અસર કરવામાં કલ્પિત નવલકથા કરતાં વધારે સફળ થાય છે. કલ્પિત નવલકથા અને ઐતિહાસિક નવલકથાના માર્ગો જૂદા જૂદા છે. કલ્પિત નવલકથા જનસમાજને ગમે તે દિશામાં દોરી શકે છે. જેવું ચિત્ર–જે પ્રકારનું ચિત્ર તેમાં આલેખવામાં આવ્યું હોય છે, તે પ્રકારનું તત્ત્વ તે વાચકના હૃદયમાં ઉત્પન્ન કરે છે; જ્યારે ઐતિહાસિક નવલકથા વાચકના હૃદયમાં વીરરસયુક્ત તત્ત્વ દાખલ કરે છે, કે જે તત્ત્વની હિંદુસ્તાનને હાલમાં આવશ્યકતા જણાવવામાં આવે છે. સ્વદેશની પૂર્વ સ્થિતિ, પ્રાચીન સમયની તેની જાહોજલાલી, પ્રાચીન સમયના રાજકર્ત્તાઓની રાજનીતિનું શિક્ષણ આપી, ઐતિહાસિક નવલકથાઓ પોતાની આધુનિક સ્થિતિ સાથે તેનો મુકાબલો કરતાં વાચકોને શિખવે છે. કલ્પિત નવલકથાઓમાં આ પ્રકારનું તત્ત્વ ભાગ્યે જ દૃષ્ટિગોચર થાય છે.

# પ્રસ્તાવના.

'કરણ ઘેલો' નામક પુસ્તક જ્યારે પહેલવહેલું મારા વાંચવામાં આવ્યું ત્યારે મારા હૃદયમાં કાંઇક જુદીજ તરેહની અસર થઇ હતી. તે સમયે હું એક બાળક જેટલી ઉમ્મરનો જ હતો—નવલકથાઓનું કે ગુજરાતના પ્રાચીન ઇતિહાસોના રહસ્યનું મને યથાર્થ જ્ઞાન ન હતું. જેમ જેમ હું તે પુસ્તકના રસમાં આગળ ને આગળ વધવા લાગ્યો તેમ તેમ મારા હૃદયમાં જુદી જ લાગણીઓ ઉત્પન્ન થવા લાગી હતી. 'કરણ ઘેલા' ની નવલકથાની મુખ્ય નાયિકા કમળાદેવીના પાતિવ્રત્યનેમાટે—તેમાંના વર્ણન ઉપરથી—મારા હૃદયમાં પૂજ્ય ભાવ ઉત્પન્ન થવા લાગ્યો હતો. કથાવિભાગમાં જ્યાં સુધી કમળાદેવીને બાદશાહ અલ્લાઉદ્દીનનાં માણસો-એ પકડીને તેને દિલ્હી મોકલી દેવાને લગતું વર્ણન મારા વાંચવામાં આવ્યું, ત્યાં સુધી મારા હૃદયે બિલકુલ માન્યું ન હતું. કે કમળાદેવી બાદશાહની બેગમ બનીને ભ્રષ્ટ થઇ કાયમને માટે દિલ્હીમાં જીવતી રહેશે! તે દિલ્હી પહોંચી ગઇ ત્યાં સુધી મેં માન્યું હતું કે—તે બાગલાણમાં પાછી જઇને કરણને મળશે અને પોતાની પતિ-ભક્તિ ચૂકશે નહિ! પરન્તુ છેલ્લે જતાં મારું તે માનવું નિષ્ફળ નીવડ્યું. "કમળાદેવીના હૃદયમાંથી કરણના વિરહનું દુઃખ ઘસાતું ગયું—તે તેને ભૂલી ગઇ" એવું જ્યારે મેં વાંચ્યું ત્યારે મારા હૃદય ઉપર એક સખ્ત આઘાત થયો! વિશેષમાં દેવળદેવીને પણ કમળાદેવીએ ભ્રષ્ટ કરી તેવું જ્યારે મેં જાણ્યું ત્યારે મારી લાગણીઓ ઘણી તીવ્ર થઇ ગઇ! તે જ અવસ્થામાં 'રાણકદેવી' અને 'સોનરાણી' જેવી સતી રજપૂતાણીઓનાં ચારિત્રો પણ મારા વાંચવામાં આવ્યાં હતાં અને તેમાં તેઓ ગમે તેટલી મુસ્કેલીઓ હોવા છતાં પવિત્ર જ રહી જાણવામાં આવી હતી અને આમાં કમળા-

# પ્રસ્તાવના.

દેવી જેવી પવિત્ર ક્ષત્રિયાણી ભ્રષ્ટ થાય તેમ મારૂં હૃદય કબૂલ કરી શક્યું નહિ. 'કરણ ઘેલો' પુસ્તકના લેખકે, માણસ જાતના હૃદયની સ્થિતિનું વર્ણન કરી કમળાદેવી ભ્રષ્ટ થયા છતાં તેનો બચાવ કર્યો છે અને મનુષ્ય જાતના હૃદયની—એ પ્રકારની સ્થિતિએ પહોંચવાની—પ્રકૃતિ જ હોય છે તેમ જણાવ્યું છે, કિન્તુ એ બચાવ ઉચિત લાગતો નથી. કમળાદેવીની પહેલાંની પતિ-ભક્તિનું ચિત્ર જોતાં તેનું હૃદય—પોતે ગમે તેવી સ્થિતિમાં હોય તે છતાં—કઠોર થઇ જાય, એટલું જ નહિ પણ પોતાને ન ગમતું હોવાના બ્હાનાથી પોતાના પતિ કરણની સ્થિતિની દરકાર ન કરતાં દેવળદેવીને દિલ્હી બોલાવી લે—તેને ભ્રષ્ટ કરે તેમ હૃદય કબૂલ કરી શકતું નથી!

કયો ઇતિહાસ સત્ય છે, તે કહેવું મુશ્કેલ છે: તો પણ કમળાદેવીની ભ્રષ્ટતાને માન્ય રાખતાં હૃદય અચકાય છે. દરેક હૃદય તેને ઐતિહાસિક બીના જાણીને ગમે તેટલી સત્ય માને, કિન્તુ સામાન્ય વિવેકબુદ્ધિ તો તેને સત્ય તરીકે સ્વીકારી શકે નહિ. ઉંડું અન્તર તેને કબૂલ રાખી શકતું નથી.

બાળક અવસ્થામાં હૃદય ઉપર 'કરણ ઘેલા'ના પુસ્તકની છાપ પડી ગઇ હતી—જો કે હૃદય તે બીના માન્ય રાખતાં અચકાતું હતું. લાંબા વખત પછી થોડાક માસ પહેલાં બંગાળી ભાષામાં લખાયલું એક તદ્દન ટુંકું વૃત્તાન્ત જોવામાં આવ્યું, અને તે ઉપરથી લાંબા વખત અગાઉની લાગણીઓ હૃદયમાં પુનઃ સ્ફુરી આવી. જે બીના માન્ય રાખતાં હૃદય અચકાતું હતું તે જ બીનાને અસત્ય ઠરાવવામાં આ 'ટુંકું વૃત્તાન્ત' ઉપયોગી જણાવવાથી હૃદયમાં તેને એક નવલકથાના રૂપમાં જન સ-

# પ્રસ્તાવના.

મક્ષ રજૂ કરવાને પ્રેરણા થવા લાગી. સ્વાભાવિક રીતે જ ઉદ્‌ભૂત થયલી ઊર્મિને ન દાબી દેતાં માર્ગ આપ્યો અને તેને એક નવલકથાના રૂપમાં તૈયાર કર્યું.

આ નવલકથા ગુજરાતના ઇતિહાસમાં એક નવીન પ્રશ્ન ઉભો કરે છે. જનસમાજની સામાન્ય માન્યતા જે માર્ગે દોરાઈ ગઈ છે, તેનાથી જૂદીજ દિશામાં આ કથા ગમન કરે છે, જેથી વાચકોને તે આશ્ચર્યમાં ડુબાવનારી થઇ પડશે, તો પણ મને જે કાંઇ વસ્તુ સ્વાભાવિક રીતે મળી આવી તેને વિસ્તૃત રૂપમાં આલેખવાની ઊર્મિને ન દાબી રાખતાં આ પુસ્તકને જનસમાજની સેવામાં હાજર કરવાનું ઉચિત માન્યું છે.

'પ્રમોદા' માત્ર 'ઇતિહાસ' જ નથી, પણ 'ઐતિહાસિક નવલકથા' છે. તેમાં ઇતિહાસ પ્રધાન વસ્તુ છે, છતાં નવલકથાના સ્વરૂપમાં તે ગૌણતાને પામે છે. ઇતિહાસને લગતાં અન્ય ચિત્રો અને વૃત્તાન્તોની આવશ્યકતા વિશેષ જણાવાથી તેમની સુગંધ જોકે સ્વલ્પ આવશે, તદપિ તેની સત્ય સુગંધ વાચકને અવશ્ય તૃપ્ત કરશે. આ નવલકથાની ગુંથણીમાં સઘળાં પાત્રો ઐતિહાસિક યોજ્યાં નથી. મુખ્ય પાત્રો ઐતિહાસિક છે જ્યારે સમયને અનુસરતા બીજા ઇતિહાસનું ચિત્ર અપવાને કેટલાંક નવીન પાત્રો પણ ઉમેર્યાં છે. આમ કરીને ઇતિહાસની સંકલનાને જરા પણ ખંડિત થવા દીધી નથી.

પુસ્તકની ભાષા સમ્બન્ધે અત્ર વિશેષ લખવું ઉચિત નથી, કિન્તુ નવલકથાઓ ગદ્યાત્મક ગુર્જર સાહિત્યમાં અગત્યનો ભાગ રોકતી હોવાથી કિંચિત્ કથન અસ્થાને ગણાશે નહિ. પુસ્તકમાં વાપરવામાં આવેલી ભાષા તે મારા લેખનની સામાન્ય ભાષા છે. "શબ્દોની ટાપટીપ"-

ની ખાતર આખી નવલકથા લખી ગયા બાદ તેમાંથી અમુક સામાન્ય અને સરળ શબ્દોને દેશવટો આપી તેને બદલે સંસ્કૃત કે ઉર્દુ શબ્દો દાખલ કરવાની કેટલાકોને ટેવ હોય છે, કિન્તુ આમાં તેમ કરવામાં આવ્યું નથી; તોપણ જણાવવું જરૂરનું થઈ પડશે કે તદ્દન સરળ–ગ્રામ્ય શબ્દોમાં એક નવલ કથા લખવાથી ભાષાનું ગૌરવ ઘણું ઘટી જાય છે; તેમ જ યથાર્થ ભાવ વ્યક્ત થઇ શકતો નથી. ગુર્જ્જર સાહિત્યની સેવા ગુર્જ્જર ભાષાને ગૌરવવાળી કરવાથી બજાવી શકાય છે અને તે ગૌરવ ભાષાને શોભિતી કરવાથી સાચવી શકાય છે. આ નિયમને અનુસરીને સામાન્ય ભાષામાં આલેખાતા ભાવોને અટકાવીને તેને તદ્દન સરળ કરી નાંખવાની દૃષ્ટિ રાખી નથી. જેમ ભાષાને મારી મચરડીને કિલષ્ટ કરવામાં આવી નથી, તેમજ તેને મારી મચરડીને તદ્દન સરળ–ગ્રામ્ય પણ કરી નાંખવામાં આવી નથી. પ્રજાના કોઈક વર્ગને માટે તદ્દન સરળ ભાષામાં લખાયલાં પુસ્તકોની પણ જરૂર હશે કિન્તુ આ કથા તેવા વર્ગને માટે યોજાયલી નથી.

ભાષાની જોડણીના સંબંધમાં એક લેખક પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે કે–" જોડણીના નિયમની જરૂર શી છે તે આ લેખક સમજી શકતો નથી. " આવું સ્વપ્ન ઘણા ઉછરતા લેખકો ધરાવે છે; પરન્તુ તેઓ ઉંધે માર્ગે દોરાય છે. જે ભાષા આપણી માતૃભાષા છે, તે ભાષાના અમુક શબ્દો શુદ્ધ છે અને અમુક અશુદ્ધ છે, તેવું જ્ઞાન આપણે ધરાવી શકીએ નહિ, કિંવા તેવું જ્ઞાન ધરાવવાની આપણે જરૂરત જોઇએ નહિ તે સંપૂર્ણ રીતે શોકપ્રદ ગણાય. આ તકરાર માત્ર શબ્દોના હ્રસ્વ–દીર્ઘ ઉચ્ચારને સંબોધીને જ છે. તે નિયમો જાણવાને તો દરેક લેખકે કાળજી રાખવી જોઇએ એમ મારૂં નમ્ર મન્તવ્ય છે.

# પ્રસ્તાવના.

ગુર્જર નવલકથાકારો સારી ભાષામાં નવલકથાઓ લખે અને તે ભાષા નિયમ વિનાના પાંગળા શબ્દોમાં લખે તો તે એક કુસેવા જ ગણાશે. જોડણીને લગતી બીજી તકરાર અમુક અમુક પ્રકારના શબ્દોના ઉચ્ચારને લગતી છે. નવીન વાંચનમાળામાં મંજૂર રાખવામાં આવેલા નિયમોને સર્વસામાન્ય ગણીને લેખકોએ પોતાની ભાષાનું સ્વરૂપ રાખવું જોઇએ અને તે નિયમોથી વિભિન્ન રીતે વર્તનાર વર્ગ ગુર્જર લેખકોમાં ઘણો નાનો છે, જેથી અત્ર તે વિષેનો ઉલ્લેખ નકામો છે. આ પુસ્તકમાં વાપરવામાં આવેલી જોડણી—કેટલાક દોષોને બાદ કરતાં—તે પ્રકારની સામાન્ય જ છે.

આ નવલકથાનાં પ્રૂફો ધ્યાન દઇને સુધાર્યાં છે, તેથી તેમાં વિશેષ ચૂકો રહી ગયાનો સંભવ રહેતો નથી, તો પણ ટુંકા વખતમાં તેને છાપીને બહાર પાડવાનું હોવાથી કદાચ તેમાં ચૂકો રહી ગઇ હશે, તો તેને સુધારીને વાંચવા નમ્ર વિજ્ઞપ્તિ છે.

ઐતિહાસિક નવલકથા લખવાનો મારો આ પ્રથમ પ્રયાસ છે, અને તે સફળ થયો છે કે નહિ અથવા સફળ થયો હોય તો તે કેટલે સૂધી થયો છે તે વાચક વર્ગે વિચારવાનું છે.

આ નવલકથા લખવામાં મારા એક મિત્ર ઠક્કુર **નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ** તરફથી પ્રસંગોપાત કેટલીક સૂચનાઓ કરવામાં આવી હતી અને તે સૂચનાઓ આ પુસ્તક લખવામાં ઘણી ઉપયોગી થઇ પડી છે. અત્ર તેમનો આભાર માનવાનો પ્રસંગ લઉં તો અનુચિત ગણાશે નહિ.

**અમદાવાદ.**
૨૫ મી ઑગસ્ટ્. ૧૯૦૭ } **ચુનીલાલ વર્ધમાન શાહ.**

# જય ! જય ! ગરવી ગુજરાત !

જય ! જય ! ગરવી ગુજરાત !
જય ! જય ! ગરવી ગુજરાત !
દીપે અરૂણું પરભાત !
ધ્વજ પ્રકાશશે ઝળળ કુસુમ્બી—
પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને—
પ્રેમ ભક્તિની રીત—
ઉંચી તુજ સુન્દર જાત,
જય ! જય ! ગરવી ગુજરાત ! ૧
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને,
રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો
દે આશિષ જયકર—
સંપે સોયે સહુ જાત,
જય ! જય ! ગરવી ગુજરાત ! ૨
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગથકી પણ અધિક રંગ,
થશે સત્વરે માત !
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે,
વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય ! જય ! ગરવી ગુજરાત ! ૩

**નર્મદ.**

# અનુક્રમણિકા.

# પ્રમોદા

## યાને

# દિલેર દિલારામ.

---

## પ્રકરણ ૧ લું.

---

### આત્મઘાત.

" જુઓ રોષે તપે છે આ, અતિ ક્રૂર સૂર્યરાજ જ્યાં;
" કિરણ તેનાં આગીઆળાં, તપીને બાળતાં કાયા ! "

* * * * *



ગુજરાતના પાટણ નગરથી થોડેક દૂર આવેલા એક જંગલમાં સૂર્યરાજ આવી જ રીતે પોતાની પ્રચંડ વૃષ્ટિ વર્ષાવી રહ્યા હતા; પરન્તુ તેમાં ઝાડી એટલી તો ઘીચ હતી કે એ પ્રચંડ વૃષ્ટિને ઝાડી માંહેનાં તરૂવરો પરાજિત કરતાં હતાં. જેમ જેમ સૂર્યરાય માથે આવતા જતા હતા, તેમ તેમ તે પોતાનાં કીરણોને પોતાની શક્તિ અજમાવવાનો વધારે આગ્રહ કરતા જણાતા હતા, પરન્તુ પેલાં તરૂવરો

તેને ગણકારતા ન હતા. સૂર્યરાયનો પરાજય કરવામાં સફળ થયલાં તરૂવરો જાતે કષ્ટ સહન કરીને ગરીબ પક્ષીઓને આરામ આપી રહ્યાં હતાં. આશ્રયદાતાનો આશ્રય છોડી જનાર પાછળથી પશ્ચાત્તાપ કરે છે એવા વિચારથી પક્ષીઓ શાન્ત બનીને પોતાના આશ્રયદાતા તરૂવરોની સહનશીલતાનો લાભ લેતાં પવનની શીતોષ્ણ લહરીઓનો આસ્વાદ ચાખતાં હતાં. જંગલમાં સિંહ, વાઘ, વરૂ, ચિત્તા અને એવાં અન્ય હિંસક પ્રાણીઓનો ઉપદ્રવ ઘણો હતો પરન્તુ તેઓ પણ પ્રસ્વેદથી રેબઝેબ બનીને સુસ્ત જેવા બની ઝાડ નીચે છાયડામાં ઉંઘતા પડ્યા હતા. પવનની લહરી ભાગ્યે જ આવતી અને તેથી કોઇ કોઇ વાર વૃક્ષોનાં પાતરાં હલતાં, ત્યારે ધીમો ખખડાટ થતો, તે સિવાય એ શાંતિનો ભંગ કરનાર કોઇ પણ વસ્તુ એ જંગલમાં હયાતી ધરાવતી ન હતી.

અત્યારે પચ્ચીસેક વર્ષની એક યુવતી એક વૃક્ષના છાયડામાં સૂતેલી દૃષ્ટિગોચર થતી હતી. તેના મુખ ઉપર પથરાયલી રેખાઓ ઉપરથી એમ જણાતું હતું કે તેણે કોઇ લાંબા દુઃખનો અનુભવ લીધો છે. તેના મૂલ્યવાન્ કિન્તુ ચીરાઇ ગએલ કપડાં ઉપરથી એમ જણાતું હતું તે કોઇ ખાનદાન કુટુમ્બની સ્ત્રી હોવી જોઇએ પરન્તુ અત્યારે તે કોઇ અસહ્ય દુઃખના બોજા નીચે દબાયલી છે. તેના ગૌર પરન્તુ ચીમળાઇ ગયલા અને અસ્વચ્છ શરીર ઉપરથી એમ સૂચિત થતું હતું કે તેણી આ સંસારમાં કોઇ બાદશાહી જનાનો શોભાવે તેવી છે, પરન્તુ અત્યારે તે એક ભીખારીની મીસાલે રખડે છે. જ્યારે વાયુની મન્દ લહરી આવતી અને ઝાડનાં પાતરાં હલતાં ત્યારે સૂર્યનો થોડો તડકો તેના મુખ ઉપર આવતો અને પુનઃ એક બાજુએ ખસી જતો, તે સમયે તેનું મુખારવિન્દ

ઘણું ઉગ્ર અને તેજસ્વી દેખાતું હતું. તેના શરીરની બારીક ચેષ્ટા જોતાં તેનું હૃદય ધબક ધબક થતું હોય તેમ જણાતું હતું અને તે ઉપરથી અનુમાન થતું હતું કે તેના હૃદયમાં કોઈ અસહ્ય દુઃખ અને ભીતિએ નિવાસ કરેલો છે.

તે ગૌરાંગિનીના હૃદય સાથે ગાઢ રીતે આલિંગીને રહેલી સ્થિતિમાં એક સુંદર પાંચ–છ વર્ષની બાલિકા લપાઈને સૂતી હતી. નિદ્રાવસ્થામાં તેનો ગોર અને મૃદુ ચહેરો નિર્દોષ જણાઈ આવતો હતો, તોપણ તેમાં છવાઈ રહેલી દશ્યાદશ્ય પાંડુતા ઉપરથી અનુમાન થતું હતું કે પોતાની માના દુઃખે તેના શરીર ઉપર પણ કાંઈક અસર કરી છે.

એકાએક તે યુવતી જેમ ભર નિદ્રામાંથી જાગી ઉઠી હોય તેમ ઉઠી અને ઉભી થઈ. માતાની સોડમાં લપાઈ રહેલી બાલિકા પણ બ્હેબાકળી ઉઠી અને રોતી રોતી ઉભી થઈ " અમ્મા ! અમ્મા ! " કરી બૂમો પાડવા લાગી. કોમળ બાળકની દયાજનક બૂમોથી ગભરાઈને યુવતીની આંખમાંથી આંસુઓ સરવા લાગ્યાં. હૃદયનું દુઃખ ચક્ષુઓદ્વારા ઉભરાઈ આવ્યું અને અશ્રુ-પૂરમાં તણાઈ જતું દેખાયું. એક નિઃશ્વાસ નાંખી તે બોલી: " યા ખુદા ! શું આ સ્થિતિમાં જ આ શરીરનો અંત આવવો સર્જિત હશે ? શું આવી બદહાલતમાં દિવસો ગુજારવાનું પાક પરવરદેગારનું ફરમાન હશે ? આજે ત્રણ દિવસ થયાં અન્ન મળ્યું નથી, અંતઃકરણ દુઃખથી ઘેરાઈ ગયું છે, શરીરમાંના લોહી-માંસ સૂકાઈ ગયાં છે, છતાં પણ મૃત્યુનું મુખ જોવાને હજી હું બેનસીબ જ રહી છું ? ઓ ખુદા ! હવે જલ્દી મોતને મોકલ અને આ પાપિનીના દુઃખનો છેડો લાવ ! "

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

" અમ્મા, અમ્મા ! " બાલિકાની બૂમો ચાલુ જ રહી !

" અને ક્યાં ગઇ પેલી ભવિષ્યવાણી ? ! અન્ન-જળ પણ મળતું નથી અને મોત નિકટ આવી રહ્યું છે, ત્યાં શું તે ભવિષ્યવેત્તાની ભવિષ્યવાણી સાચી નીવડવાની છે ? એક કમનસીબ ઓરત કે જેને રહેવાને ઝુંપડું નથી અને ઓઢવાને ફાટી-તૂટી ચાદર પણ નથી, તે શું દિલ્હીના બાદશાહની બેગમ થઇ શકે ? અને આ અભાગિની બાલિકા શાહજાદાનો મહેલ શોભાવી શકે ? કેવી અસંભવિતતા ? ! "

યુવતીની આંખો એકાએક દુઃખની કલ્પનાના ભારથી દબાઇ ગઇ. વિચારની સાંકળ એકાએક તૂટી ગઇ. શરીર અચેતન થઇ ગયું અને એકાએક તે બેસી ગઇ. બાલિકા યુવતીના વસ્ત્રનો છેડો ખેંચતી બોલવા લાગી; " અમ્મા ! બહુ ભૂખ લાગી છે; મને કાંઇ ખાવા દે ! "

યુવતીએ બાલિકાને ખોળામાં લીધી. તેના રડતા વદન તરફ એક લાંબા નિઃશ્વાસ સાથે તેણે દૃષ્ટિ કરી દુઃખની એક ચુંબી તેના મુખ ઉપર લીધી અને બોલી: " શું આપું બાપુ ? મારી પાસે હવે કાંઇ ખાવાનું રહ્યું નથી ! "

એટલું બોલતાં યુવતીની આંખોમાંથી પુનઃ અશ્રુ-ધારા વહેવા લાગી. પૂર્વ સ્થિતિનો ચિતાર ચક્ષુ સામે તરવરવા લાગ્યો. પોતાના ખાવીંદનો પોતા પ્રત્યેનો પ્રેમ, અને એ પ્રેમમાંથી ઉત્પન્ન થયલાં સુખ અને આનંદની સ્મૃતિ હૃદયમાં ઉભરાઇ આવી. " અય ખુદા ! એ સુખ તો ચાલ્યું ગયું પણ અત્યારે કેવી સ્થિતિમાં આવી પડી છું ? એક દિવસે હું મારા પ્યારા ખાવીંદના ખોળામાં સૂઇને આનંદ કરતી હતી, તેને

અત્યારે રહેવાને એક ઝુંપડું કે ખાવાને રોટલાનો એક ટુકડો પણ ન મળે ! કેવી સ્થિતિ ! ! મારી ક્ષુધાને હું ચલાવીશ, પરન્તુ આ કોમળ ફૂલનું શું થશે ? અભાગિની માતાને પેટે અવતરીને સ્વલ્પ સુખ પણ ભોગવવાને બેનસીબ રહેલી બાલિકા ! તારી ક્ષુધાને હું કેવી રીતે શાંત કરૂં ? જો તારામાં બાદશાહ અલ્લાઉદ્દીન જેવી ક્રૂરતા હોય, તો તારી આ માતાના શરીરનું સૂકું માંસ ખા અને તારી ક્ષુધાને તૃપ્ત કર ! ” આટલા શબ્દો બોલતાં તે યુવતીનું હૃદય ભરાઇ ગયું. તેનાથી આગળ બોલી શકાયું નહિ. નિર્દોષ બાલિકા ખોળામાં “ અમ્મા ! અમ્મા ! ” કરતી રડવા લાગી અને કમનસીબ માતાના હૃદયના દુઃખમાં વધારો કરવા લાગી. હૃદયના ટુકડે ટુકડે થઈ જતા હોય તેમ તેની છાતીમાં ગુંચળાં વળવા લાગ્યાં. હૃદયને વિચારની લાંબી સાંકળે બેભાન કરી નાંખ્યું. શરીરનું ભાન રહ્યું નહિ. આંખે અંધારાં વળવા લાગ્યાં. મગજ ભ્રમવા લાગ્યું. અચેતન શરીરથી બેસી શકાયું નહિ અને એકાએક મૂર્છાવસ્થામાં તે ધરણી ઉપર ઢળી પડી. પાસેના વૃક્ષના થડ સાથે અથડાવાથી મસ્તિક ઉપર સખત આઘાત થયો અને માંહેથી રૂધિર-પ્રવાહ ચાલવા લાગ્યો. યુવતીના પડવા સાથે જ ભૂખથી અચેતન થઇ ગયલી બાલિકા પણ ખોળામાંથી સરી પડી અને બૂમો પાડી રડવા લાગી પરન્તુ મૂર્છાધિન યુવતીને નિર્દોષ બાલિકાનું ભાન ન રહ્યું.

સૂરજ કાંઇક નમ્યો હતો, પરન્તુ તાપ સખત જણાતો હતો. વૃક્ષની છાયાએ પોતાની સ્થિતિ બદલી અને હવે યુવતીના મૂર્છિત શરીર ઉપર તડકો આવવા લાગ્યો. “ અમ્મા ! અમ્મા ! ” કરતી બાલિકાની ચીસો વધારે ને વધારે દયાજનક થવા લાગી પરન્તુ નિર્દય મૂર્છા

ઉપર તેની કાંઇ પણ અસર થતી જણાઇ નહિ. આસપાસ નિકટમાં સૂતેલાં હિંસક પ્રાણીઓ પણ આ ચીસોથી જાગી ઉઠયાં પરન્તુ તેમના આત્મા સાથે વિલિપ્ત દશામાં રહેલી દયાના સ્વલ્પ અંશે તે નિર્દોષ બાલિકાની ચીસોને દયાજનક સ્વરૂપમાં પીછાણી લીધી અને પોતાના હિંસક સ્વભાવની અજમાયશ કરવાને તેઓ પશ્ચાત રહ્યા. વાયુની મન્દ લહરીઓ પણ આ ગરીબ માતા–પુત્રીનું દુઃખ જોઇને શાન્ત બની ગઇ હોય તેમ જણાવા લાગ્યું. તપ્ત થઈ ગએલી ભૂમિકા પણ બાલિકાનાં આંસુથી તૃપ્ત થઇને દયાજનક ચ્હેરે શોકમાં ડુબી ગયલી હોય, તેમ આભાસ થવા લાગ્યો. નિર્જન અને શાન્ત જંગલમાં ભયંકર દુઃખથી જન્મ પામેલી આ ચીસો ભારે દયાજનક દેખાવ આપવા લાગી.

અર્ધોએક કલાક વ્યતિત થયો અને મૂર્ચ્છા પામેલી યુવતી જરા ભાનમાં આવી. શૂન્ય થઇ ગયલા મગજમાં પુનઃ વિચારોની જ્વાલા પ્રદીપ્ત થવા લાગી. મૂર્ચ્છાના ક્ષણિક સ્વપ્નમાં દૂર થયલું દુઃખ પુનઃ પ્રજ્વલિત થયું. બાલિકાની બૂમોને તેની કર્ણેન્દ્રિયે સાંભળી. શરીર અચેતન હોવા છતાં વાત્સલ્યના આવિર્ભાવથી તે સત્વર બેઠી થઇ અને બાલિકાને ખોળામાં બેસારી, તેને આશ્વાસન આપવા લાગી; પરન્તુ તે આશ્વાસન નકામું હતું. ઉમ્મરલાયક સ્ત્રી–પુરૂષો આશ્વાસનદ્વારા ભૂખના દુઃખને થોડો વખત ભૂલી શકે છે પરન્તુ બાળકના સાંકડા અને કોમળ હૃદય ઉપર આશ્વાસનના એ શબ્દો બિલકુલ અસર નહિ કરતા હોવાથી તેમનું શારીરિક દુઃખ તેઓ ભૂલી શકતાં નથી.

યુવતીનું હૃદય પણ બાળક થઈ ગયું. તે ગભરાઇ ગઇ. પુત્રીના દુઃખે માતાના હૃદયમાં ગભરાટ ફેલાવ્યો. વયોવૃદ્ધ પુરૂષો જેટલા પો-

તાના દુ:ખથી મુંઝાતા–ગભરાતા નથી તેટલા તેઓ પોતાનાં નિર્દોષ બાળકોનાં દુ:ખથી ગભરાઇ જાય છે.

"આ કોમળ પુષ્પનું દુ:ખ હું સહન કરી શકતી નથી. તેની સ્વલ્પ માગણી પણ હવે આ અચેતન શરીર અને દુ:ખી હૃદય પૂરી પાડી શકે તેમ નથી. બસ, આ દુ:ખી જીંદગીની હવે શું જરૂરત છે? દુનિયાના એક પણ પ્રાણીને આ જીંદગી બિલકુલ ઉપયોગી નથી, તે કોઇને કાંઇ ફાયદો કરી શકે તેમ નથી. જે જીંદગી પોતાની પુત્રીને પણ રડાવે છે, તે બીજાને શું ઉપયોગમાં આવી શકશે? બહેતર છે કે હવે આ દુ:ખી જીંદગીની દોરી ટચ્ દઇને તોડી નાંખવી."

આ ભયંકર વિચારે શરીરમાં વિશેષ દુ:ખ ઉત્પન્ન કર્યું. હૃદયમાં ગભરાટ વધવા લાગ્યો. મૃત્યુ સમીપ આવીને ઉભું રહેલું હોય તેમ દેખાવા લાગ્યું. વિચારની કડીઓ એક પછી એક જોડાવા લાગી. હૃદયની ભયંકર સ્થિતિ ધીમે ધીમે વધવા લાગી.

"બહેતર છે કે હવે આત્મઘાત કરીને આ દુ:ખી અને નિરૂપયોગી જીંદગીને પૂરી કરવી. આ ગરીબ બાળકીને આ નિર્દય ચક્ષુઓવડે ભૂખે તરફડતી જોવા કરતાં વાજબી છે કે એ લાંબા દુ:ખનું ઔષધવડે નિવારણ કરવું. શારીરિક દુ:ખની ખાતર હકીમોને શોધવા જવું પડે છે પરન્તુ આ માનસિક અને શારીરિક દુ:ખની તો મોત એ જ દવા છે! પરવરદેગાર! આ ગરીબ લુંડીનાં પાપ માફ કરજે! આ દુનિયામાં અવતાર લીધા પછી અનેક પાપ-કર્મો કીધા બાદ મૃત્યુ-સમયે પણ હું આત્મઘાત કરવાનું ભયંકર પાપ આદરૂં છું. ખુદા! મારાં એ સઘળાં પાપની તું માફી બક્ષજે!"

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

આત્મઘાત કરવાનો હૃદયે નિશ્ચય કર્યો. હૃદયની મરજી પ્રમાણે વર્તવાને શરીર પણ તૈયાર જ હતું. પરન્તુ એક વિચારે તેની વિચારની સાંકળ તોડી નાંખી.

"પરન્તુ આ દુષ્ટ અને કમનસીબ જીંદગીના અંત પછી આ નિર્દોષ ફુલનું શું થશે ? કમબખ્ત જીંદગીની હૈયાતીમાં તેમ જ બીન-હૈયાતીમાં પણ શું તેણે તો દુઃખ જ ભોગવવાનું ?"

એક વિચાર પૂરો થયો અને તેની પાછળ જ બીજા વિચારે ડોકિયું કર્યું. "બસ, આ બન્ને કમનસીબ જીંદગીઓનો અંત આણવો તે જ આ દુઃખમાંથી છૂટવાનો અત્યુત્તમ ઉપાય છે. આત્મઘાતના દોષ સાથે એટલું ભયંકર પાપ વધારે કરવું તે જ બહેતર છે."

જાતે મરવાનો અને બાળક પુત્રીને પણ મારી નાંખવાનો તે દુઃખથી ઘાતકી બનેલા હૃદયે વિચાર કર્યો અને તેના અચેતન થઇ ગયલા શરીરમાં પણ કોઇ અલૌકિક પ્રકારનું તેજ સ્ફુરાયમાન થયું. બાલિકાને ખોળામાંથી નીચે બેસારીને સત્વર તે ઉઠી. ફાટીતૂટી રેશમી ઓઢણીના તેણે બે ચીરા કર્યાં અને પાસેનાં વૃક્ષો સાથે તે ફાંસા બાંધવા લાગી.

અજ્ઞાન બાળકી તે કાંઇ સમજી શકી નહિ. તેણે પૂછયું; "અમ્મા, એ શું કરે છે ?"

"બેટા, તારે માટે ઝુલો બાંધું છું. તાપ સખત છે, અને જરા આરામ લઇશ તો ભૂખનું દુઃખ વિસરી જઇશ."

આ જવાબ આપતાં યુવતીનું હૃદય થરથર્યું. બાલિકાના અજ્ઞાનતા-

ભર્યા પ્રશ્ને હૃદયમાં દયા સાથે દુઃખ ઉત્પન્ન કર્યું અને જેમ હૃદય ચીરાઈ જતું હોય, તેમ તેણે અનુભવ્યું.

પુનઃ બાળકીએ કહ્યું: " ના, ના...મારે નથી સૂવું. મને બહુ ભૂખ લાગી છે." બાળકી કલ્પાંત કરવા લાગી અને ઘાતકી થવાની જરૂરત પાડતા યુવતીના હૃદયમાં અકથનીય દુઃખની ઊર્મિઓ ઉભરાઈ જવા લાગી.

" બેટા, તને ભૂખ લાગી છે, તે હું જાણું છું, પણ તું જરા આરામ લે. આપણે ચાલી ચાલીને થાકી ગયાં છીએ, ખરું કે નહિ? તું જરા ઉંઘ લઇશ એટલે પાછાં આપણે તાજાં થઇને કોઇક નજીકના ગામમાં જઇશું. ત્યાં હું તને ખાવાનું અપાવીશ. સમજી બાપુ?"

ભોળી બાલિકાએ માનું કહેવું સાચું માન્યું. " વારુ" કહીને તે સૂતી બંધ થઈ, એટલામાં બન્ને જીંદગીઓને તોડી નાંખનારા બે ફાંસા તૈયાર થયા.

ફાંસાને જોઇને યુવતીનું શરીર નરમ થઇ ગયું. તે સત્વર નીચે બેસી ગઇ અને ફાંસા સામે એકી ટસે જોઇને રડી પડી. " અય ખુદા! આ જીંદગીનો છેલ્લો ઉપાય શું તું મને આવો જ સૂઝાડે છે? આવી સ્થિતિમાં આવી પડવાનું સ્વપ્ન પણ ન હતું, તેને શું આખીરમાં આમ કરવાની જરૂર પડે છે? મારા વ્હાલા ખાવીંદ! તું તારી પવિત્રતામાં બહેશ્તનો દરવાજો મેળવી ચૂક્યો હોઇશ પરન્તુ આ તારી કમનસીબ ઓરત અત્યારે પોતાની જીંદગીનો આ છેલ્લો ઉપાય કરી જહાન્નમમાં પડવા જાય છે! તારી પવિત્ર દૃષ્ટિને તું તે તરફ ફેંકીને અપવિત્ર થઇશ નહિ."

પાએક કલાક સુધી તે ખુબ રોઈ અને હૃદયનો સઘળો ભાર ખાલી કર્યો. માતાના રૂદનથી પુત્રી પણ ગભરાઈ ગઈ અને રોવા લાગી. વૃક્ષ સાથે બાંધેલા ફાંસા પવનથી હલવા લાગ્યા અને દુઃખી માતા–પુત્રીને પોતા તરફ જલ્દી આમન્ત્રણ કરતા હોય, તેમ સુચવવા લાગ્યા.

હૃદયને શૂન્ય કરીને યુવતીએ સઘળા વિચારો એકાએક બંધ કરી દીધા. બાલિકાને હાથમાં લઈને તે સત્વર ઉભી થઈ, પણ હાથ થરથરવા લાગ્યા. 'હું શું કરૂં છું ?' તેવા વિચારે મસ્તિકને ભ્રમાવ્યું અને આંખે અંધારાં વળવા લાગ્યાં. એટલામાં તો તેની આગળથી એક હરણ ઝપાટામાં પસાર થઈ ગયું અને એ ખળભળાટથી ગભરાઈ ગયલી યુવતીના હાથમાંથી બાલિકા પડી ગઈ !

## પ્રકરણ ૨ જું.

### અણધારી મદદ.




યુવતી દોડી જતા હરણ તરફ અજાયબીથી જોઈ રહી, એટલામાં એક ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો. તેના પોશાક ઉપરથી તે શિકારી હોય તેમ જણાતું હતું અને તેના ભવ્ય અને તેજસ્વી મુખારવિંદ ઉપરથી તે કોઈ રાજપુત્ર હશે એમ અનુમાન થતું હતું.

૧૯૪૮



યુવતીના હાથમાંથી પડી ગએલી બાલિકાનું માથું ભૂમિ સાથે અથડાયું અને તે રડવા લાગી. શિકારી રાજપુત્રનું એ અવાજ તરફ ધ્યાન ખેંચાયું અને નજર કરતાં તેણે યુવતીને જોઇ. શિકારની પાછળ પડવાનું તેણે છોડી દીધું અને તે દુઃખી યુવતીની સમીપ આવીને ઉભો. અશ્વને ઉભો રાખીને તેણે પૂછ્યું:

"હું અનુમાન કરૂંછું કે તમે કોઈ પરદેશી માણસ છો, ગુજરાતમાં તો રહેતા જણાતા નથી."

"જી, હા; તેમ જ છે." ભોંય પડી ગયલી રડતી બાલિકાને હાથમાં ઉંચકતી યુવતીએ નીચું મ્હોં રાખી જવાબ આપ્યો.

"ત્યારે શું તમારી સાથે કોઇ પુરૂષ નથી? આ જંગલમાં હિંસક પ્રાણીઓનો બહુ ઉપદ્રવ છે, અને એકલાં રહેવું સલામતીભર્યું નથી."

"હું એકલી નથી, ખુદા મારી સાથે છે."

"તમારા બોલવા ઉપરથી તમે કોઇ દુઃખી યુવતી જણાઓ છો."

"આપનું માનવું સત્ય છે." યુવતીએ જવાબ દીધો, અને શિકારીની જિજ્ઞાસા તેનો ઇતિહાસ સાંભળવાને વધારે આતુર બની.

"ત્યારે આ જંગલમાં તમે ક્યાંથી આવી ચડ્યાં?"

"એ વીતકની કથા બહુ લાંબી છે."

"તો, હું તે જાણવા માગુંછું."

"નામદાર! આ કમનસીબ લૂંડી હિંદુસ્તાનના પાટનગર દિલ્હીની

રહીશ છે. પોતાનાં ક્રૂર કૃત્યોવડે પ્રખ્યાતિ પામેલા **અલ્લાઉદ્દીન** ખુની બાદશાહના અમલમાં મને તે કમનસીબ નગર છોડવાની જરૂર પડી છે. મારૂં નામ **દિલારામ** છે અને આ કમનસીબ ઓરતના પેટે પડીને કમનસીબ બનેલી આ છોકરીનું નામ ગૌહર છે. કપટાચારી અને ઘાતકી **અલ્લાઉદ્દીન**ની કારકીર્દી આપે સાંભળી હશે. તે દુષ્ટ બાદશાહે તેના બુઢ્ઢા કાકા જલાલુદ્દીનને દગો દીધો છે અને પોતે દિલ્હીનું રાજ્ય પચાવી પડ્યો છે, તે આપ જાણતા હશો. તેણે હાલમાં રૈયત ઉપર સખ્ત જુલ્મ ગુજારવા માંડ્યો છે. તેના સિપાહીઓની બે ટુકડીઓને તેણે કત્લ કરાવી નાંખેલ છે. શાહજાદા કદરખાં અને અરકલીખાંને અંધ બનાવી દીધેલ છે. તે કમનસીબ શાહજાદાઓનું પણ આજ કાલમાં મૃત્યુ થઇ ગયું હશે એમ હું માનું છું. મારો ખાવીંદ હુસનખાં જલાલુદ્દીન બાદશાહના વખતમાં સિપાહીઓની એક ટુકડીનો સરદાર હતો. એ ઘાતકી પાદશાહે બુઢ્ઢા જલાલુદ્દીનનું ખૂન કરીને રાજ્ય છીનવી લીધું હતું તેથી સિપાહીઓમાં ભારે અસંતોષ ફેલાયો હતો. એટલામાં એ નીચે સિપાહીઓ પાસેથી લુંટની માગણી કરી અને સિપાહીઓથી એ સઘળો અન્યાય સહન થઇ શક્યો નહિ. તેઓએ બંડ ઉઠાવ્યું. મારા ખાવીંદના હાથ નીચેના સિપાહીઓ પણ બંડખોરોમાં સામેલ હતા. **અલ્લાઉદ્દીન** એ બંડથી બહુ ગુસ્સે થયો અને સઘળા બંડખોર સિપાહીઓને તેણે કત્લ કરાવી નાંખ્યા ! મારા ખાવીંદની પણ તેમાં કત્લ થઇ ગઇ. અમારાં ઘરબાર જપ્ત થઇ ગયાં. એટલેથી સંતોષ નહિ પામતાં તે ઘાતકી બાદશાહે સઘળા બંડખોરોનાં કુટુમ્બોને કત્લ કરી નાંખવાનો હુકમ કર્યો. અમારી જીંદગીના બચાવને અર્થે અમે

ગુપ્ત રીતે નાસી છૂટ્યાં છીએ, અને રઝળતાં રખડતાં આ જંગલમાં આવી પહોંચ્યાં છીએ."

પોતાનો ઇતિહાસ કહેતાં દિલારામનું અચેતન થઇ ગયલું મુખ થાકી ગયું હોય, તેમ તે હાંફતી જણાઈ. શિકારીને તેનું ટુંક જીવન ઘણું દયાજનક જણાયું. અલ્લાઉદ્દીનની ક્રુરતાને માટે તેના હૃદયમાં ક્રોધની એક ચીણગારી જ્વલિત થઇ અને તરત જ શાંત થઇ ગઇ. એટલામાં ઝાડ ઉપર શિકારીની નજર પડી. ડાળો ઉપર બાંધેલા ફાંસા તેણે દીઠા. તેણે પૂછ્યું; "આ શું છે?"

"દુ:ખના દર્દની છેવટની દવા." દિલારામે ઉત્તર આપ્યો.

શિકારીને જણાયું કે તે આ દુ:ખથી કંટાળીને આત્મઘાત કરવા માગે છે. અજાન બાલિકા જે અત્યારે રોતી બંધ પડી હતી તે શિકારીના મુખ સામે તાકી રહી હતી. તેના નિર્દોષ ચહેરાએ શિકારીનું હૃદય પીગાળ્યું.

"અમ્મા, અમ્મા, ચાલને; મને ભૂખ લાગી છે." એ શબ્દો એ દિલારામની દયાજનક સ્થિતિને માટે શિકારીની આંખોમાં અશ્રુબિન્દુઓ ઉત્પન્ન કર્યા. તેણે સત્વર બન્ને ફાંસા તોડી નાંખ્યા અને દિલારામને કહ્યું:

"આજથી મને પિતા તુલ્ય માનજે અને ગામ તરફ ચાલ. દુ:ખના દર્દની આવી ભયંકર દવા કરવાની તને હવે જરૂર નથી."

"આપને ત્યાં આવીને હું આપને ભારે તો નહિ પડું?"

" દુઃખી સ્થિતિમાં હીજરાતાં મનુષ્યો મને કદિ ભારે પડ્યાં નથી અને પડવાનાં નથી. ચાલ. ગામ તરફ ચાલ."

દિલારામ કાંઇ પણ ઉત્તર ન આપતાં ચૂપ જ રહી, અને શિકારીના ઉપકારના અતુલ ભાર નીચે જેમ દબાઇ ગઇ હોય, તેમ સંકોચાતી નીચું જોઇ રહી. શિકારીએ જાણ્યું કે દિલારામે પોતાનું આમન્ત્રણ કબૂલ કર્યું છે.

એટલામાં શિકારીનાં બીજાં માણસો આવી પહોંચ્યાં અને તેમાંના એકને દિલારામને માટે ભલામણ કરવામાં આવી. દુઃખના લાંબા અંધકારમાં ડુબી રહ્યા બાદ દિલારામ સુખનો ઝાંખો પ્રકાશ અનુભવતી હોય તેમ તેને લાગ્યું અને એ સુખાશાની ઊર્મિઓ સહિત તે પેલા માણસની સાથે ગામ ભણી જવા માટે જંગલમાંથી બહાર નીકળી.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

## પ્રકરણ ૩ જું.

---

### કત્લે.

The ashes here of murder'd kings
    Beneath my footsteps sleep:
And yonder lies the scene of death.

*  *  *  *  *  *

**Captain Marjoribanks.**




દાવિન્દ ! કુર્નિસ બજાવું છું ”. બાદશાહ **અલાઉદ્દીનની** ખાનગી બેઠકના ઓરડામાં સરદાર **અલેફખાં** પ્રવેશ કરતાં જ બોલ્યો.

“ **અલેફખાં** ! ”

“ જી હજુર ! ” **અલેફખાં** આસન પર બેસીને મસ્તિક નમાવી બોલ્યો.

“ પછી તેઓનું શું કર્યું ? ”

“ કિબ્લે **આલમ** ! **આપ** નામવરના હુકમને તાબે થઈને બન્ને શાહજાદાઓની આંખો ફોડાવી નાંખવામાં આવી છે. ”

“ **અલેફખાં** ! ત્યારે હવે એ અંધ શાહજાદાઓની જીંદગીની આ જહાનને શું જરૂર છે ? મારો વિચાર એવો છે કે તેઓ બન્નેને કાલે જલ્લાદને સોંપી દેવા. ”

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

જો કે અલેફખાં બાદશાહ અલાઉદ્દીનનો ભાઈ હતો, તોપણ તે-નામાં તેના જેટલી ક્રૂરતા ન હતી. તેનું હૃદય કોમળ હતું–બાદશાહના હૃદય જેટલું કઠોર ન હતું. તેણે કહ્યું: "નામવર! તેમના ઉપર વાપરવામાં આવેલી ક્રૂરતાની હવે હદ થઈ છે, માટે માફ કરો!"

"પણ મારી શહેનશાહતને ખીલારૂપ એ શાહજાદાઓ જીવતા રાખવા તે શું વાજબી છે?"

"ખુદાવિન્દ! તેઓ હવે ખીલારૂપ નથી. તેઓ હાલમાં જે દુઃખ ભોગવે છે તે દુઃખથી રીબાઈને જ તેઓ થોડા વખતમાં મૃત્યુ પામશે."

"ના, ના, ના. તેમને રીબાવીને મારવા કરતાં તરત જ મારી-નાંખવા તે તેમના હકમાં ફાયદો કરનાર બાબત છે."

અલેફખાં બોલતો અટકી પડ્યો. થોડીક પળ વિરામ લઈને તે બોલ્યો: "જહાંપનાહ! તેમને બન્નેને મેં જે વચન આપ્યું હતું તે ખાલસા જાય છે!"

"શું વચન આપ્યું હતું?"

"જ્યારે બન્ને શાહજાદાઓને મેં મુલતાનમાંથી પકડ્યા ત્યારે તેમને મેં એવું વચન આપ્યું હતું કે હું તમને મરવા નહિ દઉં. બાદશાહને ગમે તેમ સમજાવીને પણ હું તમારો બચાવ કરીશ. તેમની આંખો ફોડી નાંખવામાં આવી છે, તેથી જો કે એક રીતે મારૂં વચન ભંગાઈ ચૂક્યું છે, તોપણ તેમની જીંદગી બચવાથી મારૂં વચન તદ્દન ખોટું નહિ પડે અને ખુદા મારા પર નારાજ થતા અટકશે."

"રાજદ્વારી કામો કરવામાં એવાં વચનો પાળવાં મુશ્કેલ છે. અ-

લેફખાં ! આપણે આપણાં વચનો પાળવાનો ધંધો લેઇ બેઠા નથી, પણ આપણે રાજ્ય-કંટકોને દૂર કરી રાજ્યને નિષ્કંટક કરવાનું છે."

"ખુદાવિન્દ ! કદરખાં અને અરફલીખાં કાંઇ આપણા દુશ્મનો નથી. તેઓ નિરાધાર છે—લાચાર છે."

"નિરાધાર છે તો પણ આપણા સામા પક્ષના છે. આપણા કુટુમ્બના હોવા છતાં તેઓ રાજ્યના ખરા હકદાર આપણા દુશ્મનો છે."

"ત્યારે શું હું વિશ્વાસઘાતી બનું અને મારૂં વચન તોડું ? જહાંપનાહને તે વાજબી લાગે છે ?"

"કોઇ પણ રીતે ફત્તેહમંદી મેળવવા માટે કાંઇ પણ પાપને ગણકારવું જોઇએ નહિ. છતાં પણ તને હરકત નથી. તેમને જીંદગી બક્ષવાને તું તારાથી બનતું કરે છે એટલે તું તો વચન પાળી ચૂક્યો. તેમને કતલ કરાવવાનો હુકમ તારે ન કરવો, હું પોતે જ કરૂં છું."

અલેફખાં ચૂપ થઇ ગયો. બાદશાહના આ શબ્દોથી તે એકાએક બંધાઇ ગયો. આગાડી કાંઇ પણ દલીલ તેનાથી રજૂ કરી શકાઇ નહિ, તો પણ છેવટને માટે તેણે કહ્યું: "પણ નામદાર ! છેલ્લે બાળક કદરખાંને જીંદગી બક્ષવા જેટલી તો દયા રાખવી જોઇએ."

"કાંઇ કારણ છે ?"

"હા. તે બાળક છે, નિર્દોષ છે. બેગમ મલીકજહાંનની તેના ઉપર ઘણી પ્રીતિ છે."

અલ્લાઉદ્દીન હસીને બોલ્યો: "અલેફખાં ! મને તાજુબી લાગે છે કે તું આટલો દયાળુ છે, તો તે દયા લડાઇ કરતી વખતે પણ વાપરે છે કે શું ?"

## પ્રમોદા યાને દિલેર દિલારામ.

" નામવર, આ અને એ બન્ને પ્રસંગોમાં મોટો તફાવત છે."

" કુદરખાં નિર્દોષ છે?"

" જી, હા."

" બિલકુલ નહિ. એ બેવફા મલીકાજહાંને જેને તાજ પણ પહેરાવી દીધો હતો તે નિર્દોષ? નહિ, નહિ. તે રંડાને પણ કત્લ કરાવી નાંખવી જોઇએ."

બાદશાહની આંખ ફરેલી જોઇને અલેફખાં કાંઇ પણ બોલ્યા સિવાય ચૂપ બેસી રહ્યો. પોતાની દયાની હિમાયત કરવાનું હવે તેણે મૂકી દીધું. મલીકાજહાંનનું કૃત્ય બાદશાહની સ્મૃતિમાં ઉભરાઇ આવ્યું અને ક્રોધથી આંખો લાલચોળ થઇ ગઇ. અલેફખાં સમય વર્ત્તી ગયો. તેણે બાદશાહની રજા માગી અને સત્વર મહેલ બહાર નીકળી ગયો.

બાદશાહે એકદમ પહેરેગીરને બોલાવ્યો અને જલ્લાદને હુકમ કરવા સૂચવ્યું કે—" આવતી કાલે બપોરે અંધ શાહજાદાઓને કત્લ કરી નાંખવાના છે, માટે તેણે પોતાનાં હથિયારો તૈયાર રાખવાં." બંદીખાનાના દરોગાને પણ બન્ને જણને શહેર બહારના એક મેદાનમાં હાજર રાખવાનું ફરમાન કરવામાં આવ્યું.

બીજે દિવસે નિર્દોષ શાહજાદાઓને કત્લ કરવામાં આવનાર છે, તેવા ખબર તેમની મા બેગમ મલીકાજહાંનને પણ જાહેર કરવામાં આવ્યા. બન્ને શાહજાદાઓને પણ પોતાના નજીક આવતા મૃત્યુથી માહિતગાર કરવામાં આવ્યા. તેઓની આંખોનાં રત્નોનો નાશ કરવામાં આવ્યો હતો ત્યારથી જ તેઓ પોતાની જીંદગીને નિરૂપયોગી માની બેઠા હતા અને જ્યારે તેમને કત્લ થવાના ખબરો મળ્યા ત્યારે તો તેઓ એ દુઃખી જીંદગીનો નજીકમાં અંત આવેલો જોઇ ઉલટા ખુશી થયા. બેગમ

મલીકાજહાંન એ ભયભીત ખબર સાંભળીને ખૂબ કલ્પાંત કરવા લાગી પરન્તુ તેનું એ રૂદન અંધારી ઓરડીના ચાર ખૂણાની બહાર જવા પામતું ન હતું. નિર્દય રાજ્યની પ્રજાને પણ નિર્દય થઇ જવાની જરૂર પડી હતી. દિલ્હીની જે હિંદુ પ્રજા દુ:ખી અવાચક પ્રાણીઓનાં દુ:ખની લાગણીથી તેમને તે દુ:ખમાંથી છોડાવવા જતી હતી, તે પણ અત્યારે આ વાચક પ્રાણીના દુ:ખ ઉપર નજર કરતી ન હતી! બુઢ્ઢા જલાલુદ્દીનની બેગમનું રૂદન અને કલ્પાંત સઘળું અંધારે ડુબી ગયું અને પવનમાં મળી ગયું. પુત્ર પ્રત્યેના વાત્સલ્યથી તેને જે દુ:ખ થતું હતું તે દુ:ખનું વર્ણન કરવાને આ કલમમાં જરા પણ શક્તિ નથી.

બીજા દિવસનો મધ્યાહ્ન થયો. અત્યારે દિલ્હી શહેરથી એકાદ માઇલ દૂર આવેલું એક રેતાળ મેદાન ઘણું વિકરાળ અને ભયંકર માલમ પડતું હતું. સૂર્યનો આતાપ ઘણો સખ્ત હતો. કેટલેક દૂર છૂટાં છવાયાં વૃક્ષો માલમ પડતાં હતાં અને તેના મધુર છાયડામાં આશ્રય લેવાને સૂર્યના આતાપમાંથી બચી જઇને પક્ષીઓ દોડી જતાં દૃષ્ટિગોચર થતાં હતાં. પ્રવાસીઓ પ્રસ્વેદથી રેબઝેબ બની જઇને જેને જ્યાં યોગ્ય જણાયું ત્યાં તડકો ગાળવાને વિશ્રામ લેવા રોકાઇ જતા હતા. સખ્ત ઉની લૂની ધીમી ધીમી લહરીઓ આવતી અને જ્યારે દૂરથી તેનો પ્રવાહ ચાલતો જોવામાં આવતો ત્યારે નિર્મળ જળની નદીનો પ્રવાહ ચાલ્યો જતો હોય તેવો ભાસ થતો હતો. આવે સમયે તે ખુલ્લા ભયંકર મેદાનમાં ત્રણ બાદશાહી તંબૂઓ નાંખવામાં આવેલા જણાતા હતા. મધ્યના તંબૂમાં બાદશાહ અલ્લાઉદ્દીન પોતાના કેટલાક સરદારો સાથે વાતચિત કરતો બેઠેલો જણાતો હતો. બાજુના એક તંબૂમાં

કેટલાક નોકરો હતા અને તેઓ બાદશાહના તાત્કાલિક હુકમોને અનુ-સરવાને તૈયાર રહેલા જણાતા હતા. બીજી બાજુએ પણ જરાક દૂર નાંખવામાં આવેલા તંબૂમાં બાદશાહ જલાલુદ્દીનના બે કમનસીબ શાહ-જાદાઓ કેદખાં તથા અરકલીખાં અને છ–સાત ચાંડાલો (જલ્લાદો) બેઠેલા હતા. થોડા દિવસો અગાઉ જ ફોડી નાંખવામાં આવેલી શાહજા-દાની આંખો ઘણી ભયંકર દેખાતી હતી અને તેમાંથી પાણી ઝરીને તેમનાં ગંદા બની ગયલાં કપડાં ઉપર પડતું હતું. આંખોમાંથી વહેતું જળ તે ગરમીનું પાણી હશે કે દુઃખનાં અશ્રુ હશે તેનો નિશ્ચય કરવો એ ઘણું મુસ્કેલ કામ હતું. બન્ને નિરપરાધીઓ અંધ હતા તેથી નાસી જઈ શકે તેવી સ્થિતિમાં બીલકુલ હતા નહિ, તો પણ તેમના હાથને મજબૂત દોરડાંવડે બાંધવામાં આવ્યા હતા અને દોરડાં પકડીને બે ચાંડાલો બેઠેલા જણાતા હતા.

સૂર્ય બરાબર માથે આવ્યો, કે તરત જ જલ્લાદોને તેમના કર્મનો પ્રારંભ કરવાનું બાદશાહ તરફથી ફરમાવવામાં આવ્યું. "ચલો, ખડે હો જાવ," કહીને એક બન્ને શાહજાદાઓને ઠેબાં માર્યાં અને તેઓ ઉઠ્યા. અત્યારે તેમનાં બન્નેનાં હૃદયો તદ્દન શૂન્ય જ હતાં. કોઇ પણ વિચાર, સુખ–દુઃખની કોઇ પણ લાગણી કે હર્ષ–શોકની એક પણ ઊર્મિ અત્યારે તેમનાં હૃદયોમાં હૈયાતી ધરાવતી ન હતી. માત્ર તેમનાં શાંત હૃદયો પોતાના પુત્રવત્સલ અને બેહેસ્તનશીન પિતા તરફ એટલું જ પોકારી રહ્યા હતા કે–"અય પ્યારા પિદર! જે ઘાતકી હાથથી તું બેહેસ્તમાં મ્હાલવાને આ ફાની દુનિયાનો ત્યાગ કરીને ચાલી નીકળ્યો છું, તે જ ઘાતકી હાથવાળાના હૃદયના ફરમાનથી આ તારા શાહજા-

દાઓ પણ અત્યારે તને ભેટવાને તલપી રહ્યા છે, અને તારા પગો ચું-બવા તૈયાર થઇ રહ્યા છે, માટે તું રાજ્ય ખોવા માટે હવે જરા પણ હૃદયમાં ગમ રાખતો ના ! "

ખુલ્લા મેદાનમાં બન્ને શાહજાદાઓને લઇ જવામાં આવ્યા. તેમના દરેક હાથે દોરડાં બાંધવામાં આવ્યાં અને દોરડાંને જૂદાં જૂદાં પકડીને ચોમેર જલ્લાદો ઉભા રહ્યા. એ જલ્લાદો સૂર્યના તાપમાં ખૂની ચળકાટ મારતા કુહાડાઓ પકડીને બન્ને જણાઓની બાજુએ ઉભા રહ્યા. માથાં નમાવવાનો બાદશાહનો હુકમ થતાં બન્ને જણાઓએ પોતાનાં માથાં નમાવ્યાં. તેમનાં શરીરમાંથી આત્મા ગયા પહેલાં, તેમનાં હૃદયોમાંથી તો કયારનો એ ચાલ્યો ગયો હતો. મરવું: તેને તેઓ અત્યારે જરા પણ ભયંકર માનતા ન હતા, તેથી તેઓ જરા પણ ગભરાટ સિવાય પોતાના પગને ભૂમિ સાથે દૃઢ રીતે ટેકાવીને બાદશાહની સામે, જાણે રક્ષણને માટે માથું નમાવીને યાચના કરતા હોયની, તેવી રીતે ઉભા રહ્યા. એ પળ ચાલી ગઇ અને "ચલાવો" શબ્દ બાદશાહના મુખમાંથી નીકળ્યો કે ધડાધડ જલ્લાદના હાથ માંહેના કુહાડાઓ શાહજાદાઓનાં ગળાં ઉપર પડવા લાગ્યા. ભાગ્યે જ ત્રણ ત્રણ ઘા પડયા હશે એટલામાં તો ડોકાં ધડથી જૂદાં પડીને રેતીમાં આળોટવા લાગ્યાં. ધડ ધબાધબ કરતાં નીચે પડયાં અને તરફડિયાં મારવા લાગ્યાં. બાદશાહ તે સઘળું આનંદથી જોઇ રહ્યો અને તેમનાં ડોકાંને પોતાના હાથમાં લઇ વિજયના નિશાન સહિત દિલ્હીમાં દાખલ થયો ! બિચારા શાહજાદાઓનાં ધડ રેતીમાં રોળાતાં રહ્યાં. તેમ-ની વ્યવસ્થા પણ કરવામાં ન આવી અને ત્યારથી જ બાદશાહ જલા-લુદ્દીનનો વંશ હમ્મેશને માટે ગયો ! ગયો ! !

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

## પ્રકરણ ૪ થું.

---

### પાટણમાં ખળભળાટ.



કેવો અપશુકનિયો દિવસ ? ! જે દહાડે અને જે વખતે દિલ્હીના મેદાનમાં **જલાલુદ્દીનના** બન્ને શાહજાદાઓ-ને ગરદન મારવામાં આવ્યા, તે જ દહાડે અને તે જ વખતે ગુજરાતના **પાટણ** શહેરમાં એક ભયંકર અ-પકૃત્ય થયું હતું ! આજે આખું **પાટણ** શહેર ઉજ્જડ જેવું ભાસતું હતું. શહેરમાં ધોળે દહાડે પણ ભાગ્યે જ કોઇક નાગરિકનો પગ સંચાર થતો હતો અને સ્ત્રીઓ કોઇ સ્થળે દૃષ્ટિ-ગોચર થતી હતી. બજારો સઘળાં બંધ હતાં અને વ્યાપારીઓ ઘરમાં ભરાઇ બેઠા હતા. આખું શહેર, મુડદું બાળીને લોકો ચાલ્યા ગયા હોય ત્યાર પછી જેવું સ્મશાન નિર્જન અને ભયંકર માલમ પડે છે તેવું, સ્મશાનવત્ દેખાતું હતું. મધ્ય રાત્રીએ જેવી શાંતિ જામી રહી હોય છે તેવી શાંતિ આખા શહેરમાં સઘળે સ્થળે પ્રસરી રહેલી જણાતી હતી. માત્ર એક જ સ્થળે કેટલાંક બૈરાં કૂટતાં અને કેટલાક પુરૂષો રોતા સંભળાતા હતા.

ગુજરાતના રજપૂત રાજા કરણને હાથે આજે એક ભયંકર અપ-કૃત્ય થવા પામ્યું હતું અને તેથી જ આજે આખા શહેરમાં શાંતિભર્યો ગુપ્ત ખળભળાટ થઇ રહ્યો હતો. ગઇ કાલે રાત્રે કરણના પ્રધાન **માધ-**

વની પત્ની રૂપસુંદરી કરણના જોવામાં આવી હતી અને તેના સ્વરૂપ ઉપર તે ગાંડો-ઘેલો થઇ ગયો હતો. રૂપસુંદરીના પવિત્ર અને તેજસ્વી પ્રચંડ સ્વરૂપે કરણની દૃષ્ટિમાં અપવિત્રતાનો સંભાર ભર્યો. ગમે તેવા-સારા કે નઠારા-ઉપાયથી પણ તેણે રૂપસુંદરીને મેળવવાનો નિશ્ચય કર્યો. એક રાજાએ પોતાની પ્રજા ઉપર કેવી દૃષ્ટિ રાખવી જોઇએ તેનું ભાન તેની કામ-વિહ્વળતાએ રહેવા દીધું નહિ અને એક રજપૂત રાજા સ્વધર્મથી ડગ્યો. બીજે દિવસે સવારમાં જ રૂપસુંદરીને રાજમહેલમાં લાવવા માટે કરણે માણસોને મોકલ્યાં. માધવ ઘેર ન હતો. કાંઈ રાજ-પ્રાય કાર્ય-પ્રસંગે તે બહાર ગામ ગયો હતો. ઘેર માત્ર તેનો નાનો ભાઈ કેશવ હતો. માણસોએ રાજાની માગણી કેશવને જણાવી. રજપૂતોમાં ઉછરેલા કેશવથી આ નીચ માગણી સહન થઈ શકી નહિ અને તેણે કરણને ઘણી ગાળો દીધી. તરત જ એક નાનું લશ્કર પ્રધાનના ઘરની નજીક આવીને ઉભું. કેશવ પોતાની ભ્રાતૃપત્નીના શીલના રક્ષણાર્થે અંતસુધી લડ્યો પરન્તુ છેવટે તે મરાયો.

આ બનાવની પ્રજામાં જાણ થતાં સઘળે સ્થળે ગભરાટ ફેલાયો. સૌ કોઈ પોતપોતાની ચિન્તામાં પડ્યા. "જે રાજાએ પ્રધાન-પત્નીનું હરણ કર્યું તેને પ્રજાની વહુ-દીકરી ઉપર જુલ્મ ગુજારતાં શું વાર?" "જે રાજાએ જીવતા માણસનું હરણ કર્યું તેને લોકોની દોલતનું હરણ કરતાં પણ શું વાર?" "રાજામાં તો હવે અનીતિ વધવા લાગી છે." "ભાઈ! ગુજરાતનું રાજ્ય હવે ડૂબવાનો વખત આવ્યો છે, નહિ તો ક્ષત્રીય રાજાને આવું અનીતિયુક્ત કામ કરવાનું ક્યાંથી સૂઝે?" એવા પ્રકારની હજારો વાતો લોકોમાં સંભળાવા લાગી. કેટલાંને ઘર

બ્હાર નીકળવા ન દેવાં, એવો પ્રજામાંહેના મોટા ભાગે નિશ્ચય કર્યો. ધનવાન્ વણિકો પોતાનું ધન દાટવા લાગ્યા અને કેટલાક બીજા ગામોમાં ઘસડી જવા લાગ્યા. જેઓ રાજાના આ કાર્યથી બહુજ ધાકી ગયા હતા, તેઓ તો ગુજરાત છોડીને કોઇ બીજા દેશમાં જઇને રહેવાની તૈયારીઓ કરતા હતા. રૂપસુંદરીના હરણે અને કેશવના મરણે આખી નાગરી ન્યાતમાં જ નહિ પણ આખા પાટણ નગરમાં બલ્કે આખા ગુજરાતમાં આવા પ્રકારનો ભય ફેલાવી દીધો હતો.

કેશવ મરાયો કે તરત રાજાના બે નોકરોએ માધવના ઘરમાં પ્રવેશ કર્યો. આ ભયંકર હુમલાથી અને તેમાં પોતાના દીયર કેશવના મરણથી ત્રાસ પામીને બેભાન થઇ પડેલી રૂપસુંદરી એક ઓરડામાં નીચે જાજમ પર ચત્તીપાટ પડી હતી. બેભાન સ્થિતિમાં હોવાથી રાજસેવકો ઘરમાં આવ્યાની તેને ખબર ન રહી. સામેની કાચની બારીમાં થઇને સૂર્યનો તડકો ઓરડામાં આવતો હતો અને તે બેભાન રૂપસુંદરીના તેજસ્વી અને પ્રચંડ મુખ ઉપર પડીને સતીની વિશુદ્ધિને વધારે પ્રચંડ સ્વરૂપમાં દર્શાવવાને પ્રયત્ન કરતો જણાતો હતો. માથેથી ઓઢણી ખસી પડી હતી. કેશનો ગુચ્છક છૂટી ગયો હતો અને તેની લટો વિખરાઇને ચારે બાજુ ફરફરતી હતી. કેશની બે લટો તેના કાન ઉપર લાંબી પડી હતી અને તેથી રૂપસુંદરીનો ગૌર વર્ણમય ચહેરો પાસેની અતિ કૃષ્ણ લટોની સાથે ઉપમા પામતાં ઘણો જ ખીલી રહ્યો હતો.

રાજસેવકોએ તેને આ અવસ્થામાંથી જાગૃત કરવાનું વાજબી વિચાર્યું નહિ. તેનું તેજસ્વી મુખ જોતાં જ તેઓ તેને અડકતાં ક્ષોભ પામવા લાગ્યા, અને થોડી વાર વિચારમાં ગુંથાયા. સતીની વિશુદ્ધિના

મહિમાએ તેમના હૃદયમાં સ્વલ્પ દયાને ઉત્પન્ન કરી પરન્તુ તે અસ્થાને અને અપ્રાસંગિક હતી.

સઘળા રાજસેવકોએ રૂપસુંદરીને તેવી જ અવસ્થામાં ઉપાડી અને એક બંધ દ્વારવાળી ગાડીમાં તેને સુવાડી. માધવના ઘરની આસપાસ સઘળે રાજસેવકો ફરી વળ્યા હતા અને તેથી આ કાર્યમાં અંતરાય પાડવા આવવાને કોઈ સમર્થ હતું નહિ. એક ક્ષત્રીય રાજાનું આવું અધમ કૃત્ય જોવાને પણ પ્રજા ખુશી ન હતી અને સૌ કોઈ ઘરમાં ભરાઈ બેઠા હતા.

રૂપસુંદરીને રાજમંદિરે લઇ જવામાં આવી. ત્યાં તેના મસ્તિકે શીત ઉપચારો કરવામાં આવ્યા અને ભયનિદ્રામાંથી તે જાગૃત થઈ. આસપાસ ઉભી રહેલી દાસીઓ તેને આશ્વાસન આપતી હતી પરન્તુ તેના વ્યથિત હૃદયને તે આશ્વાસન નકામું હતું. પોતાની વિશુદ્ધિ ખંડિત થશે, અને જો કદાચ માધવ પાટણમાં આવશે, તો કરણ તેને પણ કદાચ મારી નાંખશે, તે ભય તેના હૃદયમાં અત્યારે રમી રહ્યા હતા. ભયથી હૃદય ધડકતું હતું અને આંખો આંસુ સારતી હતી. શરીર અચેતન થઈ ગયું હતું અને મગજમાં ભ્રમણા પેઠી હતી.

નાગરી ન્યાત તો રાજા કરણને પોકારી પોકારીને શાપ દેતી હતી કે–" હે અધમ રાજા ! ક્ષત્રીય કુળ લજાવનાર દુષ્ટ રાજા ! તારી આ અનીતિનાં ફળ તને પ્રભૂ આપજો ! "



# પ્રકરણ ૫ મું.

---

## માધવ દિલ્હીમાં.

Lo! Where he lies emblamed in gore,
His wound to Heaven cries;
The floodgates of his blood implore,
For vengeance from the skies.

*Uranus and Psyche.*



“હે પ્રભુ! તેં આ શો સીતમ ગુજાર્યો? લઘુ બંધુ મરણ પામ્યો, સ્ત્રીનું હરણ થયું, ઘરબાર લુંટાઇ ગયાં અને મારે હમ્મેશને માટે **પાટણ** છોડવું પડ્યું! શો ગજબ? કરણ રાજા! તને આ શું સુઝ્યું? તું આવો કામાન્ધ હશે અને પ્રજા ઉપર આવો નિર્દય હશે, તે હું બિલકુલ જાણતો ન હતો. મૂર્ખ રાજા! એક બ્રાહ્મણની સ્ત્રીનું હરણ કરવામાં ક્ષત્રીય કુળને એબ લગાડનાર નૃપતિ! શું તારૂં આવી નથી બન્યું? શું હવે તું ગુજરાતનું સામ્રાજ્ય વધારે સમય ભોગવવાને લાયક છે? **कामान्धो नैवपश्यति** એ તેં સિદ્ધ કરી બતાવ્યું છે, પણ આ વૈરાન્ધ **માધવ** હવે તને હરીને હામ બેસવા દેશે નહિ. રજપૂત રાજાઓ ટેકીલા હોય છે, તેવી મારી એક વખતની માન્યતા હતી, પરન્તુ અત્યારે મારી તે માન્યતા તેં ફેરવી નાંખી છે. તારા સરખા કુલાંગાર જે કુ-

ળમાં ઉત્પન્ન થતા હોય, તે કૂળને પણ કલંકિત ગણવું જોઇએ અને તેનો સઘળો દોષ તારા જેવા નીચ રાજાઓને શિરે મૂકવો જોઇએ. પ્યારી રૂપસુંદરિ! તું ધૈર્ય રાખજે! તારૂં પાતિવ્રત્ય તું માત્ર સાચવજે, એટલે એ નીચ કરણને હું ગમે તે રીતે પહોંચીશ. કરણ! કરણ!! એક વખત તું મારો અન્નદાતા હતો, તેનો જ—તારો જ દ્રોહ કરવાને અત્યારે હું તૈયાર થાઉં છું! તારાં નીચ આચરણો મને તારા પ્રત્યે દ્રોહ કરવાની પ્રેરણા કરે છે. યાદ રાખજે, કરણ! તેં એક દુષ્ટ રાજા તરીકે જે અધમ ભાવ ભજવ્યો છે, તેનો બદલો આ હૃદયમાં ઉત્પન્ન થયલું વૈર તને અવશ્ય આપશે!" આમ બોલતો ગુજરાતના રાજા કરણનો પ્રધાન માધવ યમુના નદીને કિનારે થાકથી લોથપોથ થઇને વિરામ લેવા બેઠો હતો. વખત સાંજનો હતો. સૂર્ય અસ્ત થઇ ગયો હતો, તો પણ હજુ સારો પ્રકાશ ફેલાઈ રહ્યો હતો. સામી દિશાએથી પવનની લહરીઓ યમુનાના જળ સોંસરી વાતી હતી અને મધુર ઠંડ આવવાથી હૃદયને શાંતિ અર્પતી હતી. કરણ રાજાએ પોતાના કુટુમ્બ ઉપર ગુજારેલા જુલ્મથી ક્રુદ્ધ થયલો માધવ પોતાની વૈર લેવાની આશા કેવી રીતે પૂરી કરવી તેના વિચારમાં ગુંથાયો હતો. અલ્લાઉદ્દીન તખ્ત-નશીન થયા પછી હિન્દુ સ્ત્રીઓ શહેરમાં ફરતી બહુ ઓછી જોવામાં આવતી હતી અને તેથી યમુના નદીનું જળ ભરવાને આવતી સ્ત્રીઓમાં પણ મોટે ભાગે મુસલમાન સ્ત્રીઓ દૃષ્ટિગોચર થતી હતી.

માધવ પોતાના વિચારમાં લીન થઇને બેઠો હતો એટલામાં પછવાડેથી એક વૃદ્ધ સ્ત્રીએ આવીને તેને પગનું ઠેબું માર્યું. માધવે પોતાની વિચાર નિદ્રામાંથી જાગીને પછવાડે જોયું, તો પોતાની પછવાડે

એક વૃદ્ધ બ્રાહ્મણીને તેણે ઉભેલી જોઈ. તરત જ તે સ્ત્રી બોલી: “ અરે ભાઈ ! અહીં કેમ બેઠો છે ? જા, જલ્દી ઘેર જા. ”

“ શું છે ડોશી મા ? ” **માધવે** આશ્ચર્યચકિત થઈ પૂછ્યું.

“ તું કોઈ મુસાફર જણાય છે. ”

“ હા, તેમ જ છે. ”

“ ત્યારે કપાળેથી ટીલાં ટપકાં પાણીથી ધોઈને જલ્દી ગામમાં જઈ પહોંચ, નહિ તો હમણાં તુરકડાના હાથમાં પડીશ. હું તો તારા બચાવ માટે કહું છું, ભાઈ ! પછી જેવી તારી મરજી ! ”

એમ કહીને ડોશી તો પાણી ભરવા ચાલી ગઈ અને **માધવ** દિગ્મૂઢ જેવો બની બેસી રહ્યો. તેનું હૃદય જેમ શૂન્ય થઈ ગયું હોય તેમ ત્યાંથી તે હાલ્યો નહિ તેમ ચાલ્યો પણ નહિ. થોડી વારે ડોશી પાણી ભરીને પાછી વળી એટલે **માધવે** તેની પાસે જઈ પૂછ્યું: “ ડોશી મા, ગામમાં શું છે તે તો કહો ! હું આ ગામથી તદ્દન અજાણ્યો છું. દિલ્હીમાં શું થાય છે તેની મને કાંઈ પણ ખબર નથી. ”

“ જો, ભાઈ ! ” ડોશી ઉભી રહી અને આસપાસ જોઈને બોલી: “ બે દિવસ થયાં ગામમાં બ્રાહ્મણો અને તુરકડાઓ વચ્ચે તોફાન જાગ્યું છે. મારા રોયા તુરકડા જે બ્રાહ્મણને દેખે છે તેને માર ચખાડ્યા સિવાય રહેતા જ નથી. ગામમાં સઘળે હાહાકાર વર્તી રહ્યો છે અને બ્રાહ્મણો તો ઘરની બહાર પણ નીકળી શકતા નથી. તુરકડાનું એક ટોળું આ બાજુ આવે છે અને તેથી હું તને હજી પણ ચેતાવું છું. ”

આ વાત સાંભળીને **માધવ** જરા ગભરાયો. તે બોલ્યો: “ ડોશી મા, હું અજાણ્યો આ ગામમાં ક્યાં જઈશ ? જો ક્યાંક ભટકીશ તો

તુરકડાના હાથમાં સપડાઈ જઈશ. કૃપા કરીને મને એ દિવસ તમારે ત્યાં રાખશો ? હું તમને તેનો બદલો આપ્યા સિવાય નહિ રહું."

"અજાણ્યો પાંથિક બિચારો ક્યાં ભટકશે ?" એમ વિચારીને ડોશીએ હા પાડી. માધવ ડોશીની સાથે સાથે ચાલવા લાગ્યો. જે રસ્તે થઈને મુસલમાનોનું ટોળું આવતું હતું તે રસ્તે ન જતાં બીજે રસ્તે થઈને ડોશી માધવને પોતાને ઘેર તેડી ગઈ.

માધવે ડોશીને ઘેર જ રાત્રીભોજન કર્યું અને બદલામાં તેણે બે રૂપિયા ડોશીના હાથમાં મૂક્યા. ડોશીને તેથી સંતોષ થયો અને માધવ ઉપર તે સ્નેહની નજરથી જોવા લાગી. કામકાજથી પરવારીને ડોશીએ ઓસરીમાં માધવને એક બિછાનું નાંખી આપ્યું અને કમાડ અટકાવીને તેની પાસે વાતચિત કરવા બેઠી. માધવ તો પોતાના વિચારમાં જ લીન થઈ ગયો હતો.

ડોશી બોલી: "ભાઈ, તમે રહેવાસી ક્યાંના ?"

માધવે જવાબ દીધો: "હું હાલ ગુજરાતના પાટણમાં રહું છું. જાતે બ્રાહ્મણ છું. થોડા કામ માટે દિલ્હીમાં આવવું પડ્યું છે."

"તમારે આવા તુરકડાના રાજ્યમાં વળી શું કામ પડ્યું ?

"એમ કેમ માજી ?

"ભાઇ ! હમણાં તો હિન્દુઓ ઉપર ગુજરતા જુલ્મનો પાર નથી. જ્યારથી આ બાદશાહ ગાદીએ બેઠો ત્યારથી તો હિન્દુઓ ઉપર સીતમ ગુજરવા લાગ્યો છે. રોજ ને રોજ દસ બાર ખૂન થયાં જ હોય, અને પાંચ-સાત હિન્દુઓને ગરદન મારવાનો રોયા બાદશાહનો હુકમ થયો જ હોય !"

## પ્રમોદા યાને દિલેર દિલારામ.

"એટલો બધો લોક ઉપર જુલ્મ ગુજરે છે શું?"

"હા, ભાઈ હા! હમણાં તો દિલ્હીની કમબખ્તી આવી છે. અરે, પણ એકલા હિન્દુઓ જ શાને? કેટલાક મુસલમાનોને પણ ગરદન મારી નાંખવામાં આવ્યા છે તો? એક વાર તો એક આખા મુસલમાન લશ્કરને આ બાદશાહે કત્લ કરાવી નાંખ્યું હતું. ભાઇ! જેને સગા કાકા ઉપર અને તેના નિર્દોષ શાહજાદાઓ ઉપર પણ પ્યાર નહિ, તેને પ્રજા ઉપર તો કયાંથી પ્યાર હોય? બિચારો બુઢ્ઢો જલાલુદ્દીન બાદશાહ કેવો ભલો હતો? પણ તેને આ ફરેબી અલ્લાઉદ્દીને દગો કરીને મારી નાંખ્યો. તેના બે શાહજાદા હતા તેની આંખો ફોડાવી નાંખી અને પછી ગરદન મરાવ્યા, એટલું જ નહિ પણ તેમનાં માથાં આ નિર્દય બાદશાહ પોતાના હાથમાં રાખીને આખા ગામમાં ફર્યો!!! અહાહા! માણસો પણ કેવા કેવા થાય છે? કહો હવે નિર્દયતાનો કયાં પાર રહ્યો?"

"આ ઉપરથી જણાય છે કે અલ્લાઉદ્દીન રાજ્ય મેળવવાનો બહુ લોભી હોવો જોઈએ." માધવે પોતાના ઇષ્ટ હેતુને સંભારીને કહ્યું.

"હા. રાજ્ય મેળવવાના લોભનો તો પાર નહિ, જાણે કે આખી દુનિયાને કબજામાં લેઇ લઉં? ભાઇ! લોભ માણસ પાસે જેવાં બૂરાં કામો કરાવે છે, તેવાં કામો ભાગ્યે જ બીજાં કારણોથી થતાં હશે. જલાલુદ્દીનને દગાથી માર્યો, શાહાજાદાઓને મારી નંખાવ્યા, લશ્કરને કત્લ કરાવી નાંખ્યું, ધનવાન્ હિન્દુઓનાં ઘર લુંટી લીધાં, એ બધું એ લોભના કારણથી જ થયું છે. લોભ સિવાય આવો અનર્થ કોઇ ન કરે.

ભાઇ! શું કહું ? આ ગરીબડી ડોશીને માથે પણ એ બાદશાહે સિતમ ગુજારવામાં બાકી રાખી નથી." ડોશી ગાભરી બનતી બોલી.

"તમારા ઉપર વળી શું જુલ્મ ગુજર્યો છે ?"

"જુઓ, ભાઇ! તમે અજાણ્યા છો, પણ ભલા છો, તેથી આ વાત હું તમને કહું છું. કોઇને કાને ન જાય, નહિ તો મારૂં આવી રહ્યું સમજજો." ડોશી કહેતાં કહેતાં ગભરાઇ, પણ માધવને માટે હૃદયમાં શંકાને સ્થાન ન આપતાં બોલી: "મારો ધણી બિચારો સાઠ વરસનો બુઢ્ઢો હતો, તે અહીંના એક "રામજી મંદીર" નો પૂજારી હતો. એક વાર બ્રાહ્મણો અને મુસલમાનો વચ્ચે તોફાન થયું અને મુસલમાનો "દીન દીન" બોલતા મંદીરમાં દાખલ થયા. મારો ધણી રામજીની મૂર્ત્તિ ઉપરનાં ઘરેણાં ઉતારીને સંતાડવામાં રોકાયો હતો, તેને એક મુસલમાને જોયો કે તરત જ ત્યાંને ત્યાં જ તેને ડંડુકા મારીને મારી નાંખ્યો! અરેરે! મરતી વખતે તે ઘર પણ જોવા પામ્યા નહિ અને તેમનું શબ એક ઝોળીમાં ઘાલીને ઘેર લાવવામાં આવ્યું. રોયા તુરકડા એટલેથી સંતોષ ન પામ્યા; તેમને વ્હેમ ગયો કે મારા ધણીએ કેટલુંક ઘરાણું પોતાને ઘેર મોકલાવી દીધું છે. અરધી રાત્રે એ તુરકડા સિપાહીઓએ મારૂં ઘર ઉઘડાવ્યું અને જ્યાં હોય ત્યાંથી ઘરાણું કાઢી આપવાને મને ખૂબ ડરાવી, પણ મને જરા એ ખબર ન હતી, તેથી હું કાંઇ બતાવી શકી નહિ. તેમણે આખું ઘર તપાસ્યું પણ કાંઇ વળ્યું નહિ. ઘરાણું કઇ જગ્યાએ છે, તે નહિ માનવા માટે મને તેમણે બંદીખાનામાં પૂરી. હું તો આ સઘળું જોઇને ત્રાસી ગઇ. ધણી ગયો તેનો શોક તો હજી હૃદયમાં હતો જ, એટલામાં બંદીખાનામાં પૂરાઇ. ગામમાં મારો

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

એક જમાઈ રહે છે, તેણે ઘણી એ વાર ફરિયાદ કરી પણ દાદ ન મળે ! જ્યાં જુઓ ત્યાં તુરકડા જ તુરકડા ! ન્યાયાધીશ મુસલમાન અને સિપાહી એ મુસલમાન ત્યાં હિન્દુનું કોણ સાંભળે ? બાદશાહ સુધી તો ફરિયાદ પહોંચવા પણ ન પામે. વળી કોઇએ બાદશાહને કાને વાત પહોંચાડી કે, "હું તો કાવતરાંખોર છું અને દેખાવમાં ગરીબ છું પણ અંદરખાનેથી બહુ જ લુચ્ચી છું. જલાલુદ્દીન બાદશાહના શાહજાદાઓને મેં બે દિવસ મારા ઘરમાં રાખ્યા હતા." આ વાતની બાદશાહને ખબર પડતાં જ મને બાંધીને લઇ જવા માટે સિપાહીઓ આવ્યા. તેમણે મને બાંધી અને રોતી કકળતી એક બટારામાં ઘાલીને બાદશાહ પાસે લઇ ગયા. મને ઘણી બ્હીવરાવી પણ મેં તો જે મારી સ્થિતિ હતી તે બાદશાહને કહી સંભળાવી. બાદશાહને લાગ્યું કે મારામાં કાંઇ તેવા ખરાબ ગુણો નથી એટલે મને છૂટી કરવાનો હુકમ કર્યો, ત્યારે મને છોડી. ભાઇ ! સાચનો બેલી પરમેશ્વર છે ! મારૂં આયુષ્ય એટલું રહેલું કે હું જીવી અને મારો ધણી બિચારો સ્વર્ગે સીધાર્યો ! આ બનાવ બન્યાને પણ બાર માસ થવા આવ્યા. ત્યારપછી હું અહીં ગુપ્ત રીતે રહું છું. પહેલાં હું બીજે સ્થળે રહેતી હતી અને અહીં રહેવા આવ્યા પછી તુરકડા મને ઓળખતા નથી. જો મને ઓળખી તો પછી મારા ભોગ મળ્યા. આ વાત કોઇને કહેતા નહિ હો ! ભાઇ ! આવા આવા બનાવો તો દિલ્હીમાં હજારો બન્યા હશે. જ્યારથી આ બાદશાહ ગાદીએ આવ્યો છે ત્યારથી પ્રજા ઠરીને ઠામ બેઠી નથી !"

માધવને ડોશીનું વૃત્તાંત સાંભળીને દયા આવી અને આંખમાં પાણી આવી ગયું; પણ બાદશાહ આટલો ક્રૂર અને રાજ્યલોભી છે એમ

જાણવાથી તેને હૃદયમાં તો સંતોષ થયો, કારણકે કરણ ઉપર વૈર વાળવાનું કામ તેવા બાદશાહથી જ થઈ શકે તેમ હતું.

**મા**ધવ બોલ્યો: " માજી! ત્યારે બાદશાહને મળવાનો કોઈ ઉપાય છે ?"

" હેં ? વાત શી ? **અ**લ્લાઉદ્દીન બાદશાહને કયો હિંદુ બચ્ચો મળી શકે ? તમારે બાદશાહ સાથે કાંઈ કામ છે કે ? "

" હા. "

" ત્યારે તો તે કામ થવાની આશા રાખશો જ નહિ. "

આ ઉત્તરથી **મા**ધવના હૃદયમાં કાંઇક નિરાશા ઉત્પન્ન થઈ, પણ પુનઃ કરણ પ્રત્યેનું વૈર સાંભરી આવતાં તેનામાં વિશેષ જુસ્સો આવ્યો અને ગમે તેમ કરીને બાદશાહને મળવાનો નિશ્ચય કર્યો.

અર્ધી રાત ચાલી જવા આવી હતી, તેથી ડોશી **મા**ધવને સુઈ જવાની સૂચના કરી ઉઠી અને થોડી વારમાં નિદ્રામાં ઘોરવા લાગી. **મા**ધવે તો કેટલા એ દિવસ થયાં નિદ્રાને તિલાંજલી આપી હતી, તેથી તેને ઉંઘ ન આવી. આકાશમાં વિરાજી રહેલા અર્ધચંદ્રને પોતાના હાથ ઉપર મસ્તિકને ટેકાવીને એક દૃષ્ટિથી જોઈ રહ્યો અને વિચારમાં જ લીન થયો.

ડોશીને સૂઈ ગયાને એકાદ કલાક થયો હશે, એટલામાં કોઇએ બારણું ઠોકયું. " ઉઘાડો, ઉઘાડો " એમ ધીમો અવાજ આવવા લાગ્યો. ડોશી બ્હેબાકળી બની ગઇ અને રખેને વળી કાંઇ આફત આવી હોય તેમ માની ભયથી થરથરવા લાગી. **મા**ધવ જાગતો જ હતો. ગામમાં મુસલમાનોનું કેટલું જોર છે તે સઘળી બીનાથી તે ડોશીના વૃત્તાંત

ઉપરથી માહિતગાર થયો હતો. તેણે કહ્યું: "કેમ, માજી! બારણું ઉઘાડવું છે?"

"તમે હજી જાગો છો? જાઓને ત્યારે જરા બારણું ઉઘાડોને! મારી તો હિંમત ચાલતી નથી! વળી કયાંથી આ નવી આફત આવી? હે રામ! તું કરે તે ખરું!" ડોશી કમ્પતી કમ્પતી બોલી.

**માધવે** બારણું ઉઘાડયું, તો એક મુસલમાન જોવામાં આવ્યો. તે ખડકીમાં દાખલ થયો અને તેણે પોતાને હાથે બારણાં વાસી **સાંકળ** દીધી. ડોશીના હૃદયનો ગભરાટ વધવા લાગ્યો. **માધવ** પણ હૃદયમાં ત્રાસી ગયો હતો.

આવેલો મુસલમાન **માધવને** જોઇને જરા નિરાશ થયો દેખાયો. તે ઓસરીમાં આવીને બોલ્યો: "સાસુજી?"

"કોણ **હરિશ્ચંદ્ર પંડયા**?" ડોશી ગભરાટથી વલોવાઇ જતા હૃદયથી બોલી.

"હા, હું પોતે જ."

"અરર, મા! મારો તો જીવ ઉડી ગયો કે અર્ધી રાતે વળી આ તુરકડો જીવ લેવા આવ્યો કે શું? પણ આમ વેશ કેમ બદલવો પડયો છે?"

**હરિશ્ચંદ્ર** ધીમેથી બોલ્યો: "આ કોણ છે?"

"એ બહુ ભલા બ્રાહ્મણ છે. **ગુજરાતમાં** રહે છે. તેમનાથી વ્હેમ રાખવા જેવું કાંઇ નથી."

"વારુ. લ્યો, આ દાબડો કયાંક સંતાડીને મૂકજો. કાલે કાંઇક નવી આફત જાગે તેવું સંભળાય છે, તેથી અત્યારે આ વેશ કાઢીને આવવું પડયું છે. તેમાં ઘરાણું છે અને થોડી સોનામહોરો છે. કોઇક

એવી જગ્યાએ તેને દાટી રાખો કે કોઇના કબ્જામાં આવે નહિ."

"હાય, હાય! બળ્યું આ રાજ્ય! બિચારા હિન્દુઓને માથે આફતોનો પાર છે?" એમ બોલતી ડોશીએ દાબડો લઇને ઘરમાં મૂક્યો.

હરિશ્ચંદ્ર એકદમ ચાલ્યો ગયો.

ડોશીએ **માધવ**ને કહ્યું; "જોયું ભાઇ? આ ઘરાણું અને મહોરોનું આવી રીતે રક્ષણ કરવું પડે છે. કાંઇક તોફાન થાય અને બાદશાહ ગુન્હેગાર ગણે તો જે હોય તે લૂંટી લે તેવા ભયથી આવી રીતે ધનનું જતન કરવું પડે છે. હે પ્રભુ! કેવો જમાનો આવ્યો છે?"

ડોશી રસોડામાં ચાલી ગઇ અને ચૂલામાં ખાડો ખોદીને તેમાં દાબડો દાટવા લાગી.

## પ્રકરણ ૬ ઠું.

### પશ્ચાત્તાપ.




મળા! તારા શબ્દો સાચા છે! ખરેખર, મેં એક અનર્થ કર્યો છે. મેં મોહાન્ધે વાપરેલી ઘેલછાને માટે હું ખરેખરી રીતે દોષિત છું."

આમ બોલતો **કરણ** પોતાના શય્યાભુવનમાં એક પર્યંક ઉપર એકલો સુતો છે. સઘળાં બારી બારણાં બંધ કરી હૃદયને ચેન નહિ પડવાથી અને ગઇ રાત્રે પટરાણી

કમળાદેવીએ આપેલા પ્રબોધનાં વચનો યાદ આવવાથી એ અત્યારે ઉંડા વિચારમાં ડૂબી ગયો હતો. જેમ જેમ તે પોતાના અયુક્ત કાર્યને માટે વધારે ને વધારે વિચારતો હતો, તેમ તેમ તે વધારે ને વધારે ગભરાતો હોય, તેને વિશેષ મુંઝવણ આવતી હોય તેમ જણાતું હતું. વિચારના પ્રવાસમાં કોઇ કોઇ વાર વિરામ લેતી વખતે તે એક લાંબો નિઃશ્વાસ મૂકતો હતો અને વખતે આંખમાંથી એકાદ બે અશ્રુબિંદુઓ પણ જરૂર ટપકતાં.

તે બોલ્યો: "કમળા ! ખરેખર તું પટ્ટરાણીને જ યોગ્ય છે. મારા કર્ત્તવ્યનો તેં જે બોધ આપ્યો છે તેનો અક્ષરે અક્ષર મારા હૃદયમાં કોતરાઇ ગયો છે. એક ક્ષત્રીય રાજાના કર્ત્તવ્યથી હું કેટલો ભ્રષ્ટ થયો છું તેનો વિચાર મને અત્યારે થાય છે અને યુદ્ધક્ષેત્રમાં હજારો યોદ્ધાઓના સંહારથી પણ દિલગીર નહિ થનાર તારા—એક અબળાના બોધથી મારી ભ્રષ્ટતાના કારણથી હું રોઉં છું ! અબળા! અબળા! તારા બોધની અસર—તારા મૃદુ શબ્દોની અસર પ્રબળમાં પ્રબળ પુરૂષ ઉપર પણ કેટલી થાય છે ?! અહા ! તેં મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, પરન્તુ તે ઘણો જ મોડો થયો છે—અનર્થ થઇ ગયા પછી થયો છે. કમળા ! તેં તારી ફરજ બજાવી છે, પરન્તુ હું તો ઉપકાર જ માનીશ."

આદરેલા અનર્થનું સ્મરણ પુનઃ સ્મૃતિમાં ઉભરાઇ આવ્યું. માયાળુ અને પવિત્ર માધવની સ્ત્રીનું હરણ અને કેશવનું મરણ સાંભરી આવ્યાં. "રૂપસુંદરિ ! તું સ્વરૂપવતી છે અને તારા સ્વરૂપે મને મોહાન્ધ બનાવ્યો અને નિર્દોષ કેશવના મરણનું કારણ તે જ નીવડ્યું. પણ એ દોષ મારો કે તારા સ્વરૂપનો ?"

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

મન ગુંચવાડામાં પડયું. થોડીક પળો સુધી વિચારને ગોથાં ખાવા દીધાં અને તે બોલ્યો: "દોષ મારો પોતાનો જ. પરાઇ સ્ત્રીને જોઇને વિહ્‌વળ થઇ જવું તે દોષ પોતાની મનોવૃત્તિનો જ છે, નહિ કે તે સ્ત્રીનો. સ્વરૂપનો સ્વભાવ હમ્મેશાં મોહ ઉત્પન્ન કરવાનો છે, પરન્તુ મનને વશ્ય રાખવું તે મનુષ્યનું કર્ત્તવ્ય છે. કમળનો સ્વભાવ સુગંધ આપવાનો છે, પરન્તુ ભ્રમરને ફસાવવાનો નથી, અને ભ્રમર લોભાઇને તેમાં ફસાઇ જાય તો તેમાં ગરીબ કમળનો શું દોષ?"

"પવિત્ર રૂપસુન્દરિ! ક્ષમા કરજે! મારા અનર્થનો હું પણ પાર પામી શકતો નથી. પ્રજાને અસંતોષ આપી ચૂકયો! પ્રજા મારા ઉપર અપ્રિયતાની નજરથી જોવા લાગી છે. ક્ષત્રીય કુળને કલંક આપનાર તરીકે અત્યારે મને સૌ શાપ આપે છે! હે પ્રભુ! એ મોટા કલંકમાંથી મને મુક્ત કર!"

રૂપસુંદરીની વિશુદ્ધિ અખંડ રહેવા પામી હતી. પ્રજાના અસંતોપથી કરણના હૃદયમાં દિલગીરી ઉત્પન્ન થઇ હતી અને પટ્ટરાણી કમળાદેવીના પ્રબોધની અસરથી તેને પોતાના કર્ત્તવ્યનું ભાન થયું હતું. તેથી તે અત્યારે પોતાના અનર્થને માટે પશ્ચાત્તાપ કરતો હતો. જે રૂપસુંદરીના સ્વરૂપથી મોહમુગ્ધ થઇને કરણે તેનું હરણ કર્યું હતું તેને તે અત્યારે બિલકુલ સંભારતો પણ ન હતો અને ભોગ-વિલાસના ત્યાગ તરફ જ તેની વૃત્તિ ખેંચાઇ જતી હતી. પોતાના અનર્થના પશ્ચાતાપમાં તેની કામી વૃત્તિ ડૂબી ગઇ હતી અને પોતાની મેળે શાન્ત થઇ ગઇ હતી.

# પ્રકરણ ૭ મું.

---

## ગુજરાત પર ચઢાઇ.




ર્યાસ્ત થઈ ગયો હતો. સુન્દર રક્તવર્ણી સન્ધ્યા ચારે દિશામાં પોતાનો પ્રભાવ જમાવી રહી હતી. પક્ષીઓ અસ્ત થતા સૂર્યદેવનું સ્તવન ઉચ્ચરતાં હોય તેમ આસપાસનાં વૃક્ષો ઉપર કલરવ કરી રહ્યાં હતાં. પૂર્વ દિશાએથી કોઈ કોઈ વાર વાયુની મન્દ મન્દ લહરી ચાલી આવતી હતી. આ વખતે દિલ્હીના શાહીબાગમાં એક આરસના ચબુતરા ઉપર એક આસન ઉપર બેઠા બેઠા બાદશાહ અલ્લાઉદ્દીન હુક્કો પીતો હતો. તેની આસપાસ પચાસેક હજુરીઆઓ અને અમલદારો બાદશાહના હુકમનો સત્વર અમલ કરવાને તૈયાર બની રહેલા સાવધાન રીતે બેઠલા જણાતા હતા. મન્દ વાયુ આવતો હતો છતાં ઊનાળાનો દિવસ હોવાથી એક નોકર બાદશાહની પાછળ ઉભો ઉભો પંખા વડે પવન ઢોળતો હતો.

બાદશાહે પૂછ્યું:—"અલેફખાં! શું રામદેવ દિલ્હીના બાદશાહને કુર્નિસ નહિ બજાવે?"

"ખુદાવિંદ! એના શા ભાર છે? ગરીબ બિચારો રામદેવ! આપણી ફોજનો ચોથો ભાગ પણ એ મદમાં ડુબી ગયલા રામદેવના લશ્કરને હરાવવાને પૂરતો છે."

બાદશાહ અલ્લાઉદ્દીનને ખુશામત બહુ ગમતી અને તેનાં વખાણ

કરનારાઓ ઉપર તે બહુ જ ખુશ રહેતો હતો, તેથી લગભગ સઘળા અમલદારો બાદશાહનાં વખાણ કરતાં જ શિખી ગયા હતા, જે મુજબ અલફખાંએ પણ જવાબ દીધો. અલાઉદ્દીનના રાજ્યના પ્રારંભમાં અલફખાં બાદશાહને હમેશાં સત્ય કહી બતાવવાની જ ટેક પકડી બેઠા હતા. પરન્તુ જ્યારે તેણે જોયું કે બાદશાહને ખુશામત જ વ્હાલી છે, ત્યારે તેણે પણ બીજાઓની પેઠે તે જ માર્ગ પકડ્યો હતો.

વળી મ્હોંમાંથી ધુમાડાનો એક ગોટ કાઢીને બાદશાહે પૂછ્યું: “ અરે, કોઇ છે ખીજરખાંની તબિયતના સમાચાર લાવનાર ? ”

“ જહાંપનાહ ! થોડી વાર પહેલાં જ હું નામદાર શાહજાદાની તબિયત જોઇ આવ્યો છું. હકીમોએ કહ્યું હતું કે નામદારની તબિયત ઘણી જ જલ્દીથી સુધરે છે. ” એક નોકરે શિર ઝુકાવીને બાદશાહને કહ્યું.

બાદશાહ વળી હુક્કામાં લીન થયો, એટલામાં વઝીરે આવી કુર્નિસ બજાવી કહ્યું: “ જહાંપનાહ ! તે શખ્સ કે જેણે ગઈ કાલે આપ નામવરની શાલગીરીની સવારીમાં શાહજાદા ખીજરખાંની જીંદગી આગમાંથી બચાવી હતી, તે ખુદાવિંદની કદમબોસી કરવાનો ઉમેદવાર છે, નામવરની મુલાકાતને ચાહે છે. ”

“ બોલાવ. ” કહી બાદશાહે તેને આવવાની આજ્ઞા આપી.

આજ્ઞા થતાં જ એક નોકરને વઝીરે ઇશારત કરી, જે બ્હાર જઇને એક શખ્સને ત્યાં લઈ આવ્યો. આ શખ્સ તે બીજો કોઈ નહિ પણ રાજા કરણનો પ્રધાન કે જે પોતાના રાજાનું વૈર લેવરાવાને દિલ્હીમાં આવ્યો છે તે જ માધવ હતો. આગલે દહાડે બાદશાહ અલાઉદ્દીનની શાલગીરી હતી અને તે દિવસે એક ભભકાદાર સવારી ચઢાવવામાં

આવી હતી. સવારીની ધામધુમથી અને દારૂખાના તથા દીવાઓની હારથી ગાંડો થયલો શાહજાદાનો હાથી ગાભરો બનીને નાઠો અને શાહજાદો હોદ્દામાંથી પડી જવાની તૈયારીમાં હતો એટલામાં **માધવે** એકાએક હાથીપર ચઢી જઈ તેને બચાવ્યો હતો અને દારૂખાનાની આગથી શાહજાદાનાં બળતાં કપડાં હોલવી નાખ્યાં હતાં. આવી રીતે તેણે શાહજાદાની જીંદગી બચાવી હતી તેથી શાહજાદાનો તેના ઉપર પક્ષપાત થાય તે સ્વાભાવિક હતું. આ કારણથી જ **માધવને** બાદશાહની મુલાકાતનો લાભ મળી શક્યો હતો કે જે મુલાકાતમાં **માધવ** પોતાનો ઇષ્ટ હેતુ પરિપૂર્ણ કરવાનો ઇરાદો રાખી રહ્યો હતો.

**માધવ** બાદશાહની સમીપે આવતાં જ આસપાસ બેઠેલા હજુરીઆઓ ઇર્ષ્યાની નજરથી નવા આવેલા હિન્દુની સામે તાકી રહ્યા. બાદશાહની સામે આવતાં જ રીવાજ પ્રમાણે તેણે કુર્નિસ બજાવી અને પછી તે એક તરફ ઉભો રહ્યો.

" શાહજાદાનો જાન બચાવનાર તું પોતે જ કે ? " બાદશાહે **માધવનાં** સામે દૃષ્ટિ કરી કહ્યું.

" જી, હા. નોકર પોતે જ. " **માધવે** ઉત્તર આપ્યો.

કરણ ઉપર વૈર વાળવાને બાદશાહ સાથે શું વાતચિત કરવી તેનો સઘળો વિચાર **માધવે** કરી રાખ્યો હતો. કરણની સામે લડાઈ કરીને તેનો મદ ઉતારે તેવો રાજા બાદશાહ **અલ્લાઉદ્દીન** સિવાય બીજો કોઇ પણ ન હતો તે **માધવ** સારી પેઠે જાણતો હતો અને **અલ્લાઉદ્દીન** રાજ્યલોભી છે તથા જૂદા જૂદા દેશો ઉપર હકુમત ચલાવવાને બહુ ઇચ્છિા રાખે છે, તેવી વિગત પેલી ડોશી પાસેથી મળી હતી, તેથી તેને

ખાત્રી હતી કે **અલ્લાઉદ્દીન** જરૂર ગુજરાત ઉપર ચઢાઈ કરશે. આ સંકજામાં **અલ્લાઉદ્દીનને** કેવી રીતે પાડવો અને તેને કઈ કઈ લાલચો આપીને ફસાવવો તે યુક્તિ પણ **માધવે** શોધી રાખી હતી.

બાદશાહે કહ્યું: "બોલ, તારી શું મુરાદ છે? તું તારી મુરાદ મેળવી શકશે."

**માધવે** બોલવા માંડ્યું: "ખુદાવિંદની મોટી મેહેરબાની–નોકર પર. જહાંપનાહ! હજુરની મેહેરબાની કરતાં એવી કઈ ચીજ છે કે જેને માટે હું માંગણી કરૂં? ફક્ત આ નોકરની એક અરજ છે અને ગુલામ માને છે કે તેમાં આપ નામદારને પણ લાભ થશે. ખુદાવિંદ! હમણાં ગુજરાત દેશ આખો પોતાના રાજાના જુલ્મથી એકદમ ખળભળી ઉઠ્યો છે. આખા દેશમાં અંધેર છવાઇ ગયું છે. રાજા પ્રજાના હિત ઉપર ધ્યાન આપતો નથી અને તેથી પ્રજા રાજાથી કંટાળી ગઇ છે. આ કારણથી ગુજરાતની પ્રજા આપ નામવરના આશ્રયની મુરાદ રાખે છે. હું તો ફક્ત પ્રજાના એક એલચી તરીકે આપ નામદારને અરજ ગુજારવા આવ્યો છું. ગુજરાતની પ્રજાને આશ્રય આપવાથી હજુરને ઘણો લાભ થશે એમ હું માનું છું. આપ નામદાર જાણતા જ હશો કે આખા **હિંદુસ્તાનમાં ગુજરાત** દેશ તો કાચા સોનાની એક ખાણ છે."

બાદશાહે પૂછ્યું: "ગુજરાત દેશનો રાજા કોણ છે? તેનું લશ્કરી બળ કેટલું છે?"

"જહાંપનાહ! ગુજરાતનો રાજા રજપૂત છે, તેનું નામ કરણ છે, પણ તેનામાં કાંઇ શૌર્ય નથી. તેનું લશ્કર આપના લશ્કરથી ભાગ્યે

જ આવ્યું હશે. નામદાર! પણ તેનું તે લશ્કર નકામું જ છે, કારણ કે લશ્કર પણ રાજાથી કંટાળતું જાય છે."

"બહુ સારી વાત છે."

"વળી નામદાર! કરણની પટ્ટરાણી-જેનું નામ કમળાદેવી છે તે ઘણી ખૂબસુરત અને નૌજવાન ઓરત છે. ખરેખર, તે શાહી જનાનાને જ લાયક છે. ગુજરાતને જીતવામાં નામદારને આ પણ એક વિશેષ લાભ થાય તેમ છે."

વિષયાસક્ત **અલ્લાઉદ્દીન** કમળાદેવીની વાત સાંભળતાં ઝબકી ઉઠ્યો. ગુજરાત જીતવાની તેની ઇચ્છા ઘણી જ તિવ્ર થઇ. તરત જ તેણે **અલેફખાંને** પોતાની ફોજ તૈયાર કરવાની તાકીદ કરી અને તેમાં બિલકુલ નિષ્ફળતા મળે જ નહિ તેવા હેતુથી તેણે **ફત્તેહખાંની** સરદારી નીચે દેવગઢ તરફ રવાના કરેલા લશ્કરને પણ **પાટણ** લઇ જવાને અને હાલ તુરતમાં **રામદેવ** ઉપર હલ્લો કરવાનું મુલ્તવી રાખવાને ફતેહખાં ઉપર એક રૂક્કો લખી રવાના કરાવ્યો.

નિમાજનો વખત થયો એટલે બાદશાહ ઉઠ્યો, અને સૌ કોઇ ઉઠયા. **માધવ** આજ્ઞા લઇને ત્યાંથી છૂટો પડ્યો. અત્યારે તેના હૃદયમાં ઉત્પન્ન થયલો હર્ષ બિલકુલ સમાતો ન હતો. "બસ, **કરણ**! હવે તારૂં આવી રહ્યું. બાદશાહ **અલ્લાઉદ્દીનના** હાથમાં આવ્યા પછી શું તું જીવવાનો છે કે તારી રાણીને જાળવી શકવાનો છે? **કરણ**! **કરણ**! તેં મારી સ્ત્રીનું જે અપમાન કર્યું છે તેનો બદલો, યાદ રાખજે કે તને મળવાને હવે થોડી જ વાર છે. મારા હૃદયમાં ઉત્પન્ન થયલા વૈરનો

સર્પ તને જરૂર દંશ દેશે અને તું તારૂં ગુજરાતનું રાજ્ય ખોઇ બેસશે. મૂર્ખ રાજા! તને એટલો પણ વિચાર ન આવ્યો કે આ બ્રાહ્મણ તારા કુકર્મનો બદલો આપ્યા સિવાય રહેશે નહિ?! પણ હવે, એ બધું શા માટે? થશે ત્યારે એ નીચબુદ્ધિની આંખોનાં પોપચાં ઉઘાડીને સઘળું બતલાવીશ. શું હરકત છે? દિલ્હીપતિ અલ્લાઉદ્દીનના હાથમાં સપડાયા પછી તે દુષ્ટ કયાં જવાનો છે? હે પ્રભુ! આટલી સફળતા સાથે બીજી સફળતા પણ આપજે અને મારા હ્રદયમાં ઉત્પન્ન થયલી વૈરબુદ્ધિને તૃપ્ત કરજે." એટલામાં ડોશીનું ઘર આવ્યું તેથી વિચારમાળા બંધ પડી.

## પ્રકરણ ૮ મું.

### રણ-ગમન.



અલેફખાં લશ્કર તૈયાર કરવામાં ગુંથાયો. અલ્લાઉદ્દીન બાદશાહ ગાદીએ આવ્યા પછી લડાઇ ભાગ્યે જ બે-ચાર દિવસ સૂકાતી હતી તેથી સઘળું લશ્કર લગભગ તૈયાર જ હતું. ફક્ત બે દિવસમાં સઘળી તૈયારીઓ થઇ ચૂકી. અલેફખાં બાદશાહનો હુકમ મેળવી લશ્કર સાથે ગુજરાત તરફ રવાના થયો અને માધવ પણ ગુજરાતના ભોમિયા તરીકે સાથે જ રહ્યો.

થોડાં અઠવાડિયાંમાં અલેફખાંનું લશ્કર પાટણની ભાગોળમાં

આવીને પડ્યું. ત્યાંથી **અલેફખાંએ** કરણને બાદશાહી હુકમને તાબે થઇને તેની તાબેદારી કબૂલ કરવા તથા રાણી **કમળાદેવીને** શાહી ફોજને હવાલે સોંપવા જણાવ્યું અને આ માગણી કબૂલ કરવાની બાબતનો વિચાર કરવા માટે તેને ત્રણ દિવસની મુદત આપવામાં આવી. આવી રીતે ત્રણ દિવસની મુદત આપવામાં **અલેફખાંનો** સ્વાર્થ સમાયલો હતો. લાંબી મુસાફરીથી તેનું લશ્કર થાકી ગયું હતું તેથી તેને આશાએશ આપવાની જરૂર હતી. તેમ જ દેવગઢના **રામદેવ** ઉપર હલ્લો કરવાને ગયલું અને અત્યારે શાહી ફરમાનથી પાછું ફરતું લશ્કર **ફત્તેહખાંની** સરદારી નીચે નીકળી **અલેફખાંને** મળવાને **ગુજરાત** તરફ ચાલ્યું આવતું હતું, અને તે એકાદ દિવસમાં ત્યાં આવી પહોંચવાની વકી રાખવામાં આવતી હતી. કરણને વિચાર કરવા માટે ત્રણ દિવસની મુદત આપવામાં **અલેફખાંનો** આ પણ એક હેતુ હતો. નહિ તો **ગુજરાતને** જોતાં જ તેની દાઢ ચસકી હતી, અને લડાઈ થાય તેમાં જ તે રાજી હતો, કે જેથી મનમાનતી લૂંટ મળે અને પોતાના પણ ખીસ્સા ભરાય. પણ અટંકી રજપૂતો સાથે કાચે બળે લડવું અને સાપના દરમાં હાથ નાંખવો તે બન્ને બરાબર છે, એમ તે સારી પેઠે જાણતો હતો અને તેથી જ મુદતને બ્હાને તે વજીર **ફત્તેહખાંના** આગમનની રાહ જોઇ બેઠો હતો.

**અલેફખાંનું** લશ્કર **પાટણને** ઘેરો ઘાલી પડ્યું. શહેરમાં કોલાહલ મચી રહ્યો. શહેર બહારના આવવા-જવાના માર્ગો બંધ થઈ ગયા, તેથી વ્યાપાર-વ્યવહારમાં ખલેલ થવા લાગી. ચારે તરફ હોહોકાર મચી રહ્યો. 'તુરકડાઓએ શહેરને ઘેરી લીધું છે' એવા ખબરો સાંભળતાં

**પાટણ**ની સઘળી હિન્દુ પ્રજા ત્રાસી ગઇ. **અલ્લાઉદ્દીન દિલ્હી**ની **પ્રજા** ઉપર કેટલો કેર વર્તાવે છે તે ગુજરાતી પ્રજા સારી પેઠે જાણતી હતી, તેથી " તુરકડાના હાથમાં પડીશું તો શું સ્થિતિ થઇ પડશે ? " એવો ત્રાસ સૌ કોઇના હૃદયમાં પેઠો. કરણના અનર્થથી પ્રજામાં જેટલો ત્રાસ ફેલાયો હતો તેથી દસગણો ત્રાસ ફેલાયલો અત્યારે **પ્રજામાં** જોવામાં આવતો હતો. સઘળી પ્રજા પોતાના ધન–માલના રક્ષણની જ ચિન્તામાં પડી હતી.

**અ**લેફખાંનો પેગામ કરણને મળતાં જ તેનાં નેત્રોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. એક ક્ષત્રિયાણીને મ્લેચ્છ બાદશાહને હાથ સોંપવાની માગણીએ તેનાં રોમાંચ ઉભાં કર્યાં. તેના જાણવામાં આવી ગયું હતું કે આ ચઢાઇ કરાવનાર **મા**ધવ જ છે, છતાં પણ પોતે કરેલા અનર્થની સ્મૃતિ થવાથી તેને **મા**ધવ ઉપર ક્રોધ ન ચડ્યો, પરન્તુ હૃદયમાં તેના પ્રત્યે ગુપ્ત તિરસ્કાર ઉત્પન્ન થયો. એક રજપૂત રાજા છેલ્લે આત્મ-ઘાત કરીને મરે તે વાજબી હતું, પરન્તુ પોતાની રાણીને મ્લેચ્છોને હાથ સોંપે તે કદિ સંભવિત હોઇ શકે નહિ. **અ**લેફખાંના સંદેશાનો તેણે ઘણો સખ્ત પ્રત્યુત્તર મોકલાવ્યો અને લશ્કર એકઠું કરવા માંડયું. પરન્તુ **અ**લેફખાં અજાણ્યો ચડી આવ્યો હતો અને તે **પાટણ**ને ઘેરો ઘાલીને જ પડ્યો હતો તેથી શહેરમાં જેટલું લશ્કર હતું તેટલું જ માત્ર લડવાના કામમાં આવી શકે તેમ હતું. બહારગામની મદદ મળે તે વાત અશક્ય જ હતી, કારણકે **અ**લેફખાંના ઘેરાને ભેદીને આવવું તે એક યમદૂતના હાથમાંથી છટકીને આવવા સરખું વિકટ કામ હતું.

કરણ જોકે રજપૂત હતો—ખરો ક્ષત્રીય હતો તદપિ લશ્કર ઘણું

થોડું હોવાથી તેનું હૃદય ભયથી ધડકતું હતું, જોકે તે બહારથી સરદારોને અને યોદ્ધાઓને ખરા દિલથી હિંમત આપતો જણાતો હતો. તેના હૃદયની ઉંડાણમાં પરાજયની ભીતિ નિવાસ કરીને રહી હતી અને તેથી જ્યારે જ્યારે તે એકલો પડતો ત્યારે ગમગીનીનો જવનિકા તેના ચ્હેરા પર પ્રસરી ગયેલો જણાતો હતો.

એક વાર સ્વામીનો ચહેરો ગમગીન જોઇને કમળાદેવીએ કહ્યું: "નાથ, જો કદાચ મને આપી દેવાથી આપણું રાજ્ય બચી શકે તેમ છે અને હજારો લડવૈયાના જીવોનો બચાવ થાય તેમ છે, તો મને તેમને આપી દો અને જાણી લો કે આજથી તમારી કમળા મરી ગઇ!"

કરણ એકદમ આવેશમાં આવી જઈ બોલ્યો: "કમળા! કમળા! ક્ષત્રિયાણીના મુખમાં આ શબ્દો શોભતા નથી. શું તું એક વીરપુત્રી નથી?! શું તું ખરી ક્ષત્રિયાણી નથી?! શું એક ક્ષત્રીય પોતે આ ભૂમિને ભારે મારીને પોતાની સ્ત્રીને એક યવનને હવાલે કરે? ના, ના. ક્ષત્રીયના સંબંધમાં તેવું સ્વપ્ન લાવનારને પણ હું દોષિત ગણું છું! કમળા, તેમ કદિ પણ બનવાનું નથી. તને તુરકડાઓને સોંપવા કરતાં બહેતર છે કે આ કરણ રણશય્યામાં સૂએ, કિંવા જો તે નિર્બળ હોય તો આત્મઘાત કરીને પોતાનો પ્રાણ કાઢી નાંખે!"

"નાથ, આપ ખરૂં કહો છો. કિન્તુ **त्यजेदेकं कलस्यार्थे** એ નીતિવચનાનુસાર જો મને આપી દેવાથી જ સર્વ આપાત્ત દૂર થતી હોય તો મને આપી દેવી તે જ યોગ્ય છે. તમે તે બાબતનો તો વિશ્વાસ રાખજો કે તમને છોડીને આ કમળા દિલ્હી સુધી કદિ પણ જીવતી પહોંચવાની નથી. હા, તેઓ મારા મૃતદેહને ભલે લઇ જાય. આ

કમળાની કાયાને મ્લેચ્છનો જરા પણ સ્પર્શ થયા પછી તે કદિ જીવતી રહી શકશે જ નહિ. ગમે તેવી આપત્તિ આવે છતાં ક્ષત્રિયાણીઓએ પોતાનું સતીત્વ કેવી રીતે જાળવ્યું છે તે આપ જાણો છો. સામાન્ય રજપુત લડવૈયાઓની સ્ત્રીઓ પણ તેમના સ્વામીઓ રણમાં પડતાં શત્રુને તાબે થવા કરતાં બળી મરવું વધારે પસંદ કરતી હતી, તો પછી ગુજરાતના ક્ષત્રીય રાજાની પટ્ટરાણી પોતાની કાયાને અપવિત્ર કરવા કરતાં આત્મઘાતને જ વધારે પસંદ કરશે. નાથ! મારા જીવની ચિન્તા હવે મુકી દો, અને મને તે દુષ્ટોને સોંપીને પાટણથી દૂર કાઢો. થોડા જ દિવસમાં મારા મૃત્યુના સમાચાર સાંભળો કે ન સાંભળો તોપણ સ્નાન કરી વાળજો. લશ્કર બહુ થોડું છે, અને દેશના રક્ષણને માટે ભીતિ રહે છે, તેથી હજારો જીવોનો સંહાર ન થતાં ફક્ત મારો જીવ જ જાય અને સૌનું રક્ષણ થાય તેવી વિજ્ઞપ્તિ—આ ગરીબ કમળાની આજીજી શું તમે નહિ સ્વીકારો ?"

"કમળા! તું શાને ડરે છે? થશે, ગુજરાતનું રક્ષણ થશે." કરણ તેને હિંમત આપીને બોલવા લાગ્યો: "તું ડર ના. કરણ જીવતો છે ત્યાં સુધી ગુજરાત તુરકડાઓને તાબે નહિ થાય. ગુજરાતનું પણ રક્ષણ થશે અને તારૂં પણ રક્ષણ થશે."

"પણ, નાથ! મને બહુ ભય રહે છે." કમળા ગભરાતી બોલી: "મારામાં હિંમત છે પણ મારો અંતરાત્મા તે હિંમતને અત્યારે કબૂલ કરતો નથી. જય ઉપર મને ઘણો થોડો ભરોસો છે. મારા સ્વામીના હાથમાંથી ગુજરાત જાય તેવી ગુપ્ત શંકા મારા હ્રદયમાં વારંવાર ઉત્પન્ન થાય છે. હું ગભરાઇ જાઉં છું; માટે જો મારી વિજ્ઞપ્તિ સ્વીકારો, હજા-

રોના બલિદાન આપવા કરતાં મારૂં એકનું જ બલિદાન આપો, તો શું હરકત છે ?"

"તારો તે ભય ખોટો છે, કમળા ! અને કદાચ તે ભય સાચો પડે, તોપણ શું ? **પાટણ** શહેર કરણના હાથમાંથી જાય અને તુરકડાઓ "દીન–દીન" જગાવે, તોપણ શું ? એ દુષ્ટ **અલ્લાઉદ્દીન ગુજરાત** જીતવાના પોતાના હેતુમાં એક વાર સફળ થાય તોપણ શું થયું ? એકાએક આખી ગુર્જરી ભૂમિ કદાચ મ્લેચ્છોના હાથમાં જાય તોપણ શું થઇ ગયું ? પરન્તુ શું તેમ થવાથી એક અટંકી રજપૂત રાજા પોતાની સ્ત્રીને મ્લેચ્છોને હાથ સોંપી દેવાનું અપમાનભર્યું અને નિંદાપાત્ર કાર્ય કદિ કરશે ? એક વાર આખા સૈન્યનો બલ્કે **ગુજરાત**ના સઘળા રજપૂતોનો નાશ કેમ થઇ જતો નથી, પણ તેથી કદિ એક ક્ષત્રીયપુત્ર નપુંસકના સરખું કામ નહિ કરે. છેલ્લે તે પોતે આત્મઘાત કરીને દુનિયાના અનર્થો નહિ જોવાને માટે હમ્મેશને માટે ચાલ્યો જશે. પરન્તુ પોતાના નામ ઉપર–પોતાના કૂળ ઉપર–પોતાની જાત ઉપર તે કદિ કલંકનો કાળો ચાંલ્લો કરાવશે નહિ. કમળા ! તું ડર નહિ. અટંકી રજપૂતોનો કદિ પરાજય થાય જ નહિ, અને ન કરે નારાયણ અને કદાચ થાય, તો હું મારૂં રાજ્ય ખોવાનું અને મારા હાથે તારૂં ગળું કાપી નાંખવાનું પસંદ કરૂં પણ એ મ્લેચ્છોના હાથમાં તને જવા તો ન દઉં ! ! !" આટલું કહેતામાં કરણનો ચહેરો રક્તવર્ણમય થઇ ગયો, તેનું આખું શરીર કમ્પવા લાગ્યું અને આંખોમાં જેમ ખૂન ભરાયું હોય તેમ તે લાલચોળ થઇ ગઇ.

સ્વામીના આ જુસ્સાભર્યા શબ્દો સાંભળીને કમળા મૌન ધારી રહી.

જે અમંગળ આભાસ તેના હૃદયમાં વારંવાર સ્ફુરાયમાન થતો હતો, તેથી શોકિત થઈને તે નીચું વદન રાખી રહી હતી.

કુમળાને શોકિત જોઈને કરણે પુનઃ કહ્યું: "કુમળા ! કુમળા ! કેમ દિલગીર થાય છે ? પરાજયની અમંગળ શંકાને તું હૃદયમાંથી કાઢી નાંખ ! એ તુચ્છ તરકડાઓને આપણા બહાદૂર રજપૂતો એક ક્ષણમાં મસળી નાંખશે."

"દાસીને આવવાની રજા છે કે ?"

"કોણ ? બ્હેન પ્રમોદા ?" કુમળા વિચારનિદ્રામાંથી જાગૃત થતી બોલી.

"હા, બ્હેન." બહારથી ઉત્તર મળ્યો.

"રજા છે." આજ્ઞા મળતાં જ એક સ્વરૂપવતી નવીન યુવતી અંદર દાખલ થઈ. તે હર્ષિત થતી હોય તેવી રીતે મુખમાંથી દસ્યાદસ્ય સ્મિત પ્રકાવતી બોલી: "બ્હેન ! આટલી બધી ચિન્તા શું કરે છે ? જ્યાં સુધી પ્રમોદા જીવતી છે, ત્યાં સુધી તારે મોત માગવાની–તારૂં બલિદાન આપવાની કાંઈ જરૂર નથી. પહેલાં પ્રમોદા મરશે અને ત્યાર-પછી જ કુમળાનો વારો આવશે."

"પણ, એટલે શું ? હું તેમાંનું કાંઈ સમજી શકતી નથી."

"શું તું નથી જાણતી કે મારા નસીબમાં એક શહેનશાહબાનુ થવાનું સરજાયું છે ?"

"તું શું કહેવા માગે છે, તે હું બિલકુલ સમજતી નથી."

"તે ભેદ હું તને પાછળથી સમજાવીશ." એમ કહીને પ્રમોદા એકદમ બહાર ચાલી ગઈ.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

હર્ષથી ઉતાવળે ઉપડતાં પ્રમોદાનાં પગલાં તરફ કમળા ભારે આશ્ચર્યથી જોઇ રહી. પ્રમોદા આવી શું, ગઇ શું, તેણે કહ્યું શું, તે વિષે કરણ તેમજ કમળા વિચારમાં પડી ગયાં. એટલામાં એક સરદારે બ્હારથી ખબર કહેવરાવ્યા કે—"બ્હાર લશ્કર તૈયાર થઈ રહ્યું છે."

દાસીના શબ્દો સાંભળતાં જ કમળાદેવી ઝબકી ગઈ. "શું સઘળું તૈયાર થઇ ગયું ?" તેણે આશ્ચર્યથી કહ્યું.

"વ્હાલી !" કરણ જરા હસીને બોલ્યો: "દુશ્મનોની સામે થવામાં તે કાંઇ વિલંબ હોય ? તું હવે શાંત થા અને ભયની શંકાને તારા હૃદયમાંથી દૂર કર. હું હવે રણદેવીને તૃપ્ત કરવા જાઉં છું. તું હવે તારૂં શીલ સાચવી રાખજે, એ જ તારા પ્રત્યે મારા છેલ્લા શબ્દો છે. યાદ રાખવાનું છે એક વીરપત્ની પ્રાણસંરક્ષણાર્થે પણ યવનની દાસી થતી નથી."

કમળાદેવી દિલગીર વદને મૌન જ બેસી રહી.

"કમળા ! ઉભી થા અને દિલગીરી મૂકી દે ! હું આયુધો સજવા જાઉં છું અને તું મને મંગળસૂચક જયવિજયનો આશિર્વાદ આપ."

સ્વામીની આજ્ઞાને માન આપીને કમળા સત્વર ઉભી થઈ. શોકના જવનિકાને થોડા વખતને માટે દૂર કર્યો અને સ્વામીને સહર્ષ આશિર્વાદ આપ્યો.

એક ક્ષણ પણ ન રોકાતાં કરણ ત્યાંથી સત્વર ચાલ્યો ગયો અને આયુધશાળામાં જઇ બખ્તર, ટોપ, ઢાલ, કવચ આદિ અંગપર ધારણ કર્યાં. અશ્વશાળામાંથી તેજદાર અશ્વ મંગાવ્યો અને તેનાપર સ્વાર થઇને રાજ્યમંદિરમાંથી બ્હાર નીકળ્યો.

બ્હાર સઘળું લસ્કર તૈયાર થઇને રહ્યું હતું. પોતાના રાજાના તેજસ્વી સ્વરૂપને આયુધોમાં સજ્જ થયલું જોઇને સઘળા રજપૂતોમાં શૌર્યનો આવેશ સ્ફૂર્તિ મારી રહ્યો. "જય! જય! અંબે" નો જુસ્સાદાર ધ્વનિ આખા શહેરમાં ગાજી ઉઠયો અને અલેફખાંના લસ્કરમાં તેનો પડઘો સંભળાયો.

## પ્રકરણ ૯ મું.

### પલાયન.

The hour is nigh: now hearts beat high;
Each sword is sharpen'd well;
And who dares die, who stoops to fly,
To-morrow's light shall tell.

**Sir Edwald.**



"હે પ્રભો! ગુજરાતનું શું થવા બેઠું છે? જરૂર આજકાલ આ પવિત્ર ભૂમિમાં મ્લેચ્છો વિજયની ગર્જના કરશે!" એક બ્રાહ્મણ કરણના લસ્કરને લડવા જતું જોઇને નિશ્વાસ નાંખી બોલ્યો. કરણે તે બોલ બરાબર સાંભળ્યા અને તેના હૃદયમાં ત્રાસ ઉત્પન્ન થયો. તેને ભય લાગ્યો કે—"શું મારી પ્રજા પણ મારો પરાજય થયલો જૂએ છે?"

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

યુદ્ધનાં વાજીંત્રો અને ફરકતા નેજા સાથે લશ્કર શહેર બહાર નીકળ્યું. પાટણના મજબૂત કિલ્લાનો આશ્રય છોડીને સઘળું લશ્કર ખુલ્લા મેદાનમાં આવ્યું. અલેફખાંને મદદ કરનાર ફત્તેહખાંનું લશ્કર આવી પહોંચ્યું હતું અને બન્ને સરદારોનાં લશ્કરો એકઠાં થયલાં જોઈ કરણની આંખ સ્થિર રહી શકી નહિ. મુસલમાનોનું લશ્કર ઘણું મોટું હતું એટલું જ નહિ પણ તેઓ દૂરથી આવ્યા હોવા છતાં તેમની પાસે અતોલ સામગ્રી હોય તેમ જોવામાં આવતું હતું. કરણે તે સઘળું જોઇને વિજયની આશા મૂકી દીધી. મહેલમાંથી નીકળતી વખતે તેના શરીરમાં જે શૌર્ય અને જુસ્સો વ્યાપી રહ્યાં હતાં તે અત્યારે બિલકુલ જોવામાં આવતાં ન હતાં. ઉત્સાહ ઉડી ગયો જણાતો હતો અને શરીર શિથિલ થઈ ગયું દેખાતું હતું. કરણ અંતર્થી ડરી ગયો હતો. જોકે રોમાંચ શિથિલ થઈ ગયાં હતાં તોપણ ચ્હેરો તેણે તેજસ્વી ધારણ કરી રાખ્યો હતો. અંતર્માં પરાજયની ભીતિની જ્વાળા બળ્યાં કરતી હતી પરન્તુ મુખમાં વિજયનું સ્મિત ફરકતું દૃષ્ટિગોચર થતું હતું. રજપૂત લડવૈયાઓ દુશ્મનનું મોટું લશ્કર જોઇને ડરી ન જાય તે માટે તેણે આવો દેખાવ ધારણ કર્યો હતો. કરણે એક દૂરના તંબૂમાં પોતાના સઘળા મુખ્ય સરદારોને બોલાવ્યા. તેમને હિંમત આપવાને તે સૌને ઉદ્દેશીને તેણે કહ્યું:—

"મારા બહાદૂર સરદારો! મ્લેચ્છોનું મોટું સૈન્ય જોઇને હું ત્રાસી ગયો છું. અલેફખાં પાસે આવડું મોટું સૈન્ય હશે તેમ હું બિલકુલ માનતો ન હતો, મને આ યુદ્ધમાં વિજયની આશા ઘણી જ થોડી છે. આવે સમયે તમારે તમારી:ભૂમિની ખાતર, તમારાં બૈરાં—છોક-

રાંના સંરક્ષણની ખાતર, અને છેલ્લે તમારા રાજાની ખાતર અંતસમય સૂધી લડવું પડશે. વિજય મળવો શકય નથી, તેથી કાંઈ લડવામાં તમારે બિલકુલ અંગ સંકોચવાનું નથી. **उद्यमेन व्याधिर्विनश्यति** તે પ્રમાણે ઉદ્યમવડે કદાચ જય પણ મળે! તમારે હવે મસ્તિક એક બાજુએ મૂકીને જ લડવાનું છે. તમારા હાથ નીચેના આપણા સઘળા સૈનિકોને કેસરિયાં કરવાનો અને જીવવાની આશા છોડી દઈને, બૈરાં છોકરાંની ચિંતા મૂકી દઈને રણ-જંગમાં શૌર્ય બતાવવાનો હુકમ ફરમાવી દેવો. જીવવાની આશા, દુશ્મનોનું સૈન્ય જોતાં, હવે નકામી જ છે! હું હૃદયથી ડરું છું પણ તે ડારો મારે લડવામાં પ્રદર્શિત કરવાનો નથી, તેમ તમારે સઘળી અમંગળ શંકાઓ દૂર કરીને માત્ર લડવાની ખાતર જ દેહ ધર્યો છે એમ માની તમારી જાતને સમરાંગણમાં હોમવી. ચહેરો જરા પણ પરાજયની શંકાવાળો દેખાવા દેતા નહિ! તેની અસર તમારા હાથ નીચેના આપણા સૈનિકોનાં હૃદય ઉપર બિલકુલ ન થાય તેમાં જ આપણી કીર્ત્તિ રહેલી છે. મારા વ્હાલા સરદારો! મારું આ તમને છેલ્લું વચન છે, કે તમે ગુર્જરી ભૂમિમાં જન્મ્યા છો તે માત્ર ભૂમિના સંરક્ષણને માટે જન્મ્યા છો, પરન્તુ ત્રણ તસુની હોજરી ભરવાને આ પવિત્ર ભૂમિમાં તમે અવતાર લીધો નથી માટે અત્યારે કોઈ પણ તરેહના સંકોચ કે ભય સિવાય તમારી જન્મભૂમિને માટે લડજો-ઝુઝજો! **जननी जन्मभूमिश्चस्वर्गादपि गरीयसी तयोरुद्धारणार्थाय सद्यः प्राणान् परित्यजेत्** તે નીતિવચનાનુસાર તમે તમારી જન્મભૂમિને માટે તમારો પ્રાણ ત્યજજો, અને જન્મભૂમિના સંરક્ષણમાં પ્રાણ ત્યજીને અમર કીર્ત્તિ કરજો! નિરાશાને વેગળી ફેંકજો અને ઉત્સાહથી

દુશ્મનોને વીંખી નાંખવાને ઉદ્યુક્ત થજો! ધ્યાનમાં રાખજો! અત્યારે તમે કેસરિયાં કરો છો! છેલ્લી સૂચના એ છે કે જીવવાની કે સ્ત્રી–પુત્રની આશાને બાજુએ મૂકીને મેદાનમાં ઝુકાવજો!"

કરણના શબ્દો સાંભળીને સઘળા સરદારોના હૃદયમાં શૌર્યની જ્વાળા રગેરગે પ્રસરી રહી. તેઓ સઘળાઓએ કોઇ પણ તરેહના સંકોચ કે ભય સિવાય લડવાની પ્રતિજ્ઞા લીધી અને સૌ લશ્કરમાં ગયા. સઘળા સૈનિકોને કેસરિયાં કરવાની સૂચના આપી દીધી અને સૌને કેસરના બાહ્ય રંગ સાથે શૌર્યના આંતર રંગવડે રંગી દીધા. ચારણો અને ભાટો સૈનિકોને દેવતાઓની ઉપમા આપીને તેમની-તેમના શૌર્યની સ્તુતિ કરવા લાગ્યા અને શૌર્યના સખ્ત આવેશમાં બન્ને પક્ષો તરફના યુદ્ધ-પ્રારંભના વાવટા ચઢયા.

યુદ્ધ શરૂ થયું. પ્રારંભમાં ફત્તેહખાંનું લશ્કર યુદ્ધમાં જોડાયું નહિ. અલેફખાંના હાથ નીચેનું લશ્કર રજપૂતોની સાથે જંગલમાં ઉતર્યું. અલેફખાંનાં માણસો કરતાં રજપૂતો સંખ્યામાં ઘણા વધારે હતા, તેથી મુસલમાન સૈનિકો ટપોટપ પડવા લાગ્યા. સઘળા રજપૂત સરદારો અને રાજા કરણ પણ આ વિજયવંત યુદ્ધ ચાલતું જોઇને ઉત્સાહમાં આવી ગયો. કરણમાં હવે ખરેખરો જુસ્સો આવ્યો. 'મુસલમાનો ક્ષણભર પણ ટકી શકવાના નથી' એવો એક વિચાર તેના હૃદયમાં ઉત્પન્ન થયો, અને પરાજયની કલ્પના કરવામાં તે મૂર્ખ હતો તેમ તેને જણાયું. તે લશ્કરમાં ફરીને સૈનિકોને ઉત્સાહ આપવા લાગ્યો અને પોતાના રાજામાં ઉત્સાહની વૃદ્ધિ જોઇને રજપૂતો પણ શૌર્યથી ગાજી રહ્યા. તુમુલ યુદ્ધ મચી રહ્યું. લડતા મુસલમાનો સૈનિકોની સંખ્યા વધારે ને વધારે ઘટવા

લાગી, તેમ તેમ રજપૂતો વધારે ને વધારે જોરમાં આવવા લાગ્યા. ફત્તેહખાંનું લશ્કર તુરતમાં જ ચાલી આવેલું હોવાથી અલેફખાંએ તેને એકાએક યુદ્ધમાં જોડાવા દીધું ન હતું, તેમ જ ફત્તેહખાંએ પણ પોતાના લશ્કરને આશાએશની જરૂરત દર્શાવી હતી. પરન્તુ જ્યારે રજપૂતોનો પક્ષ વધારે સબળ દેખાવા લાગ્યો ત્યારે છેલ્લે ફત્તેહખાંના લશ્કરને જોડાવાની જરૂર પડી. અલેફખાંના લશ્કર કરતાં ફત્તેહખાંનું લશ્કર વધારે મોટું હતું. બન્ને લશ્કરો એકઠાં મળતાં સૈનિકોનો એક વિશાળ સાગર હોય તેમ આભાસ થવા લાગ્યો. પોતાની સામે એકાએક એક મોટા લશ્કરને ઉભેલું જોઇને રજપૂતો ચમકયા, પરન્તુ આગળનો જુસ્સો હજી તેમનામાં ટકી રહ્યો હતો. તેઓ મરણિયા થઇને જ લડતા હતા અને બચવાની આશાને તેમણે દૂર ખસેડી મૂકી હતી. થોડી એક વખત મુસલમાનોના મોટા લશ્કરની સામે પણ તેઓ ટકી શકયા; પરન્તુ મુસલમાન સૈનિકો જોરમાં આવતાં જયનો સૂર્ય તેમની તરફ નમતો જણાયો. રજપૂતો ઢીલા પડતા જણાયા. કરણ હૃદયથી ઉત્સાહભંગમાં સપડાવા લાગ્યો, તોપણ મુખ ઉપર તો તેણે શૌર્યનો દેખાવ ચાલુ જ રાખ્યો હતો. યુદ્ધનાં ઉત્સાહપ્રેરક વાજીંત્રો વધારે જોસભેર વાગવા લાગ્યાં, પરન્તુ રજપૂતો ટપોટપ પડવા લાગ્યા અને શૌર્ય ઉત્પન્ન કરનારાં સાહિત્યો નકામાં થઇ પડયાં. ધસતાં ધસતાં બન્ને લશ્કરો નજીક આવી ગયાં હતાં. રજપૂતો મરણિયા થઇને લડતા હતા પરન્તુ તેમની સંખ્યા બહુ ઘટતી જતી હતી. તાજી મદદ કયાંયથી પણ મળી શકે તેમ ન હતું, અને પ્રતિક્ષણે નિરાશામાં વૃદ્ધિ થતી જતી હતી. મુસલમાનો જોરમાં આવી ગયા હોવાથી કેટલીકવાર

" અલ્લા હો અકબર " થી યુદ્ધ-રણને ગજાવી મૂકતા હતા અને તેના જવાબમાં રજપૂતો પણ " જય ! જય ! અંબે ! " નો પ્રતિધ્વનિ વાળતા હતા, પરન્તુ તે પ્રતિધ્વનિ ઉંડા અંતરમાંથી નકળતો જણાતો ન હતો. તમાચો મારીને મુખ લાલ રાખવા જેવો સમય આવી ગયો હતો. સરદારો સૈનિકોને ઉત્સાહ આપ્યા જતા હતા પરન્તુ નિરાશાથી પૂર્ણ થઇ ગયલા હૃદય-પાત્રમાં તે ઉત્સાહ ગમે તેવું અમૃત હોવા છતાં ટકી શકતું ન હતું. થોડો વખત વ્યતીત થયો એટલે રજપૂતોની સંખ્યા ઘણી જ ઘટી ગઈ. મુસલમાન સૈનિકો પણ પ્રમાણમાં ઘટયા હતા, તોપણ તેઓની સંખ્યા હજી સારી રહેવા પામી હતી. છેલ્લે સઘળા રજપૂતો મુસલમાનો તરફ ધસ્યા અને બન્ને લશ્કરોમાં તલવારો ખેંચાઈ. લશ્કરો સેળભેળ થઈ ગયાં અને કાપાકાપી ચાલી. ભેટભેટીયા યુદ્ધ ચાલવા લાગ્યું. જીવ ઉપર આવી રહેલા રજપૂતો જે કોઇ હાથ આવે તેને કાપવા લાગ્યા. મુસલમાનોમાં પણ તે જ પ્રકારનો જુસ્સો વ્યાપ્ત થઈ રહ્યો.

કરણની દૃષ્ટિ સમીપે પરાજયનો દેખાવ તરવરવા લાગ્યો. પોતાનો પરાજય થઇ ચૂક્યો એમ તે માનવા લાગ્યો. મુસલમાનોના હાથમાં જઈને તેમના હાથે ગરદન કપાવવા કરતાં જાતે મરી જવું એ તેને ઉચિત જણાયું. વળી બીજી જ ક્ષણે વિચાર થયો કે-" મરવું શા માટે ? જીવતો નર ભદ્રા પામશે ! જીવતો હોઇશ તો કોઇ વાર મ્લેચ્છો સાથે લડીશ અને રાજ્ય પુનઃ પ્રાપ્ત કરી શકીશ. "

રણક્ષેત્રમાંથી નાસી જવાનો તેણે નિશ્ચય કર્યો. જ્યારે તેણે તે કલ્પનાને દૃઢ કરી ત્યારે તેની આંખોમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં. તેણે

કહ્યું; "મારી વ્હાલી જન્મભૂમિ ! આજે હું તને ત્યજી જાઉંછું ! તારૂં રક્ષણ કરવાને અસમર્થ—એક નપુંસક રાજા હું તને વિસારી જાઉંછું ! કેવો ભયંકર વિચાર? આટલા સૈનિકોનાં માથાં રણમાં રોળાવીને, તેમનાં સ્ત્રી–પુત્રોને રઝળતાં મૂકાવીને, રાજમહેલને સૂનો મૂકીને અને વ્હાલી કમળાને એકલી મૂકીને હું મારા જીવના બચાવને માટે નાસી જાઉંછું ! નહિ ! નહિ ! મરવું—મરવું પણ જીવનનો દુષ્ટ લોભ રાખી કાયરતા તો પ્રદર્શિત ન કરવી ! શું હું ક્ષત્રીય નથી ? નાસી જવાનો કેવો કલંકિત વિચાર હું કરૂંછું ? શું હું ક્ષત્રીયકુટુંબને કલંક લગાડીશ ? નહિ ! નહિ ! મરીશ—આત્મઘાત કરીને મરીશ પણ મારી જાતને કલંકિત તો નહિ કરૂં. મારા કૂળને મેશ તો નહિ લગાડું !"

પુનઃ તેનામાં શૌર્ય પ્રકટયું અને જરા ટટ્ટાર થઈ છાતી કાઢી મૂછે તાર નાંખ્યો. હૃદયમાં નવીન શૌર્યપ્રવાહ વહન કરવા લાગ્યો.

હાથી ઉપર બેસીને કરણ પુનઃ પુનઃ પોતાના સૈનિકોને ઉત્સાહ આપવા લાગ્યો; પણ મુસલમાનો સાથે ભેળાઇ ગયલા રજપૂતો ઘણા થોડા જોવામાં આવતા હતા. મુસલમાનોના "અલ્લાહો અકબર" ના પ્રતિધ્વનિ રૂપે "જય ! જય ! અંબે !" નો ઉચ્ચાર હવે સંભળાતો ન હતો. રજપૂતોનો પક્ષ તદ્દન પરાજિત થઇ ગયા સરખો જણાતો હતો.

યુદ્ધ જોવાને સાથે આવેલી કરણની પુત્રી દેવળદેવી પણ પોતાના પિતા સાથે હાથી ઉપર જ એક બખ્તર પહેરીને બેઠી હતી, તે પોતાના પક્ષને પરાજિત થતો જોઇને ગભરાવા લાગી. તેણે કહ્યું: "બાપુ ! આપણાં માણસો તો ઘટતાં જાય છે, હવે આપણે શું કરીશું ?"

દેવળદેવીના કોમળ અને બાળક શબ્દોએ કરણના હૃદય ઉપર ઘણી જ ભયંકર અસર કરી. પુત્રી પ્રત્યેનું વાત્સલ્ય તેના હૃદયમાં પ્રજ્વલિત થયું અને "હું મરાઈશ તો તે બિચારી બાલિકાનું શું થશે ?" એ વિચાર હૃદયમાં જન્મ પામ્યો. તે મનમાં બોલ્યો: "કમળા તો ગમે તેવી રીતે પોતાના શીલનું રક્ષણ કરશે. પરન્તુ આ નાજુક પુષ્પનું શું થશે ? શું તેને—એક ઉછરતી કળીને પણ તે વજ્ર સરખા મ્લેચ્છોને—અપવિત્ર કાફરોને સોંપવી ?" આ વિચારના આઘાત સાથે જ તેણે રણક્ષેત્રમાંથી નાસી જવાનો પોતાનો પ્રથમનો વિચાર દૃઢ કર્યો. હાથીપરથી ઉતરીને એક તેજદાર અશ્વ ઉપર સવાર થઈ દેવળદેવીને સાથે લઈને ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા કરણ પાટણની રણભૂમિમાંથી છેવટને માટે પલાયન કરી ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### અલેફખાંનો પાટણમાં પ્રવેશ.



કરણને હાથી ઉપર ન જોતાં જ રજપૂતો ગભરાયા. સરદારોના પણ હોશકોશ ઉડી ગયા. કેટલાકોએ તંબૂઓમાં રાજાની શોધ કરવા માંડી, પરન્તુ સૌને નિષ્ફળતા મળી. મુખ્ય સરદારની આજ્ઞાથી રજપૂતોએ પોતાનો પરાજયસૂચક વાવટો ચઢાવ્યો અને "અ-

લ્લાહો અકબર" ની ગર્જના સાથે મુસલમાન સૈનિકોએ હથિયારો મૂકી દીધાં. રજપૂત સૈનિકો માંહેના કેટલાકો નાસી ગયા અને બાકીના અલેફખાંના કેદી બની રહ્યા. કરણ ઉપર સરદારો શાપની વૃષ્ટિ કરવા લાગ્યા અને સમરાંગણમાંથી નાસી જવા જેવી કાયરતા દર્શાવવાને માટે તેને ફિટકાર આપવા લાગ્યા. રણક્ષેત્રમાંથી કાયરતા બતાવીને નાસી જવાનું કે મ્લેચ્છોને આધીન રહેવાનું જેઓએ પસંદ ન કર્યું તેઓ માંહોમાંહે સામસામા કપાઈ મૂઆ. રજપૂતાણીઓ પોતાના સ્વામીની પછવાડે બળી મરવા લાગી. કેટલાક કાયર રજપૂતો કે જેએ ઘેર નાસી આવ્યા હતા તેઓ ઘરમાં ભરાઈ બેઠા અને પોતાની સ્ત્રીઓના વાક્પ્રહાર સહન કરવા લાગ્યા. તે જ દહાડે હજારો ઘેર કાણો મંડાયા. રૂદનના કકળાટથી આખું પાટણ ગાજી રહ્યું. કોઈ દિવસ પાટણના નાગરિકોએ જેવો દેખાવ જોયો ન હતો, તેવો ભયંકર દેખાવ અત્યારે તેઓ જોવા લાગ્યા. 'મુસલમાનો શહેરમાં આવીને હવે શું કરશે?' તેવો ભય સૌ કોઈના હૃદયમાં પેઠો. કેટલાકો માનતા હતા કે–'મુસલમાનો કામાતુર બહુ હોય છે, તેથી આપણી સ્ત્રીઓને ઉપાડી જશે.' કોઈ એમ માનતા કે–'તેઓ તો ગુજરાતને લૂંટવાને આવ્યા છે, તેથી આખું શહેર લૂંટીને ચાલ્યા જશે.' એવી રીતે સઘળા જૂદી જૂદી કલ્પના કરવા લાગ્યા. કરણે રૂપસુંદરીનું હરણ કર્યું અને તેથી માધવે બાદશાહને ઉશ્કેરી પાટણ ઉપર ચઢાઈ કરાવી તથા ગુજરાતને મુસલમાન બાદશાહને તાબે કરાવ્યો, એવું જાણી કેટલાકો પ્રજાની દુર્દશાનું કારણ કરણને માનવા લાગ્યા, તો કોઈ દેશદ્રોહી માધવને ધિક્કાર આપવા લાગ્યા.

નાગરિકોમાં ફેલાયલા ત્રાસની વચ્ચે અલેફખાંએ પોતાના લશ્કર

સાથે નગરમાં પ્રવેશ કર્યો. સૈનિકો પ્રજાનાં ધન–માલ લૂંટી લેવા લાગ્યા. લૂંટનાર સિપાહીઓની સામા થવાની કોઈની પણ હિંમત ચાલતી ન હતી. સ્ત્રીઓનું પાતિવ્રત્ય સાચવવાને વિશેષ કાળજીવાળા ગુજરાતીઓ પોતાનું સઘળું ધન સિપાહીઓને સોંપી દેવા લાગ્યા અને ધનના ભોગે પણ સ્ત્રીનું શીલ સાચવવાને તેઓ વધારે આતુર હોય, તેમ જણાવવા લાગ્યા. આખું લશ્કર લૂંટના કામમાં ગુંથાયું. જેને જે કાંઈ હાથ ચડ્યું તે ઉપાડી લેવામાં જ તેમની ઇચ્છાની સમાપ્તિ થતી જણાતી હતી. તેઓએ દિલ્હીમાં ગુજરાતની જાહોજલાલીનાં બહુ વખાણ સાંભળ્યાં હતાં, તેથી તેઓ એમ માનતા હતા કે, ગુજરાતના ગરીબમાં ગરીબ માણસ પાસે પણ સોના–રૂપાના ઢગલે ઢગલા હોય છે, જેથી તેઓ લોકોને ડારો બતાવી મારી-કૂટીને પણ જ્યાં ધન હોય ત્યાંથી કાઢી આપવા કહેતા. જો ધન બતાવવામાં આવતું ન હતું તો તેઓ લોકોને મારતા.

અલેફખાંને હજુ એક ઘણું મહત્ત્વનું કામ કરવાનું હતું, તેથી સિપાહીઓની એક ટુકડી સાથે તે રાજમહેલ તરફ ગયો. ત્યાં જતાં જ તેની સઘળી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું કારણકે રાજમહેલ ભડ ભડ બળતો દેખાતો હતો !

જ્યારે કરણની પટ્ટરાણી કમળાદેવીએ સાંભળ્યું કે પોતાનો સ્વામી રણક્ષેત્રમાંથી નાસી ગયો છે અને રજપૂતો મુસલમાન સરદાર અલેફખાંને આધીન થઈ ચૂકયા છે, ત્યારે તેણે રાજમહેલમાં સઘળી રાણીઓને એકઠી કરી. તેણે યુદ્ધના શોકજનક સમાચાર સૌ કોઇને કહી સંભળાવ્યા, અને હવે શું કરવું તેને લગતી સઘળી રાણીઓને તેણે પૃચ્છા કરી. વિલમ્બ કરવાનો સમય ન હતો કારણકે તેટલા સ-

મયમાં તો મુસલમાન લશ્કર આવી પહોંચે અને સૌ સપડાઈ જાય. સર્વાનુમતે નિશ્ચિત થયું કે મહેલને આગ લગાડીને સૌ કોઇએ બળી મરવું. રાજમહેલની સામગ્રી પણ દુષ્ટ **અલ્લાઉદ્દીનને** હાથ ન જાય તેવા હેતુથી આ નિશ્ચય સૌને વાજબી લાગ્યો. કોઇ પણ તરેહના શોકની કે ભયની લાગણી સિવાય શૂરી કમળાદેવીએ મહેલને બે છેડેથી આગ લગાડી. દાસ-દાસીઓ મહેલને આગ લાગી જોઇને નાસી ગયાં. સઘળી રાણીઓ પોતપોતાના આવાસમાં જઇ પ્રભૂ-સ્મરણ કરતી ઉભી રહી અને થોડી વારમાં આખો મહેલ અગ્નિના કરાળ મુખમાં આવી પડ્યો.

મહેલને બળતો જોઇને **અલેફખાં** નિરાશ થઈ ગયો. રાજમહેલની સઘળી સામગ્રી અને મહારાણી કમળાદેવી પણ હાથમાંથી ગયાં જાણી તેનો ચહેરો ગ્લાન થઈ ગયો. બાદશાહ **અલ્લાઉદ્દીન** ગુજરાતની જાહોજલાલી સાથે કમળાદેવીનું સૌંદર્ય સાંભળીને મોહમુગ્ધ થઇ ગયો હતો, તેથી જો કમળાદેવીને દિલ્હી લઇ જવામાં ન આવે, તો બાદશાહ **અલેફખાં** ઉપર બહુ ગુસ્સે થાય તેમ હતું. તેણે આખો મહેલ છાંટી નાંખવાની આજ્ઞા કરી અને મુસલમાનો તેમ કરવા લાગ્યા. થોડી વારમાં મહેલમાંથી નીકળતા ભડકા બંધ થયા, એટલે થોડાંક માણસોને મહેલની અંદર દાખલ કરવામાં આવ્યાં. તેમાં તેઓએ કેટલાંક બળી ગયલાં મુડદાં સિવાય બીજું કાંઈ પણ જોયું નહિ. **અલેફખાંની** નિરાશાનો પાર રહ્યો નહિ.

પડી ગયલે ચહેરે **અલેફખાં** પોતાની છાવણી તરફ પાછો ફર્યો. સિપાહીઓને લૂંટ કરતા બંધ કરવામાં આવ્યા. પ્રજામાં ફેલાયલો ત્રાસ કાંઇક ઓછો થયો.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

**માધવ** પોતાની પ્રિયાને પુનઃ મળ્યો. એક બીજાને જોતાં જ પ્રેમી પતિપત્નીના હર્ષનો પાર રહ્યો નહિ. **રૂપસુંદરીએ** હર્ષના અશ્રુથી સ્વામીને સ્નાન કરાવ્યું અને પોતાનું પાતિવ્રત્ય અખંડિત જ રહ્યું છે તેમ **માધવને** જણાવ્યું. **માધવ** પોતાનો હેતુ સફળ થયો જાણી વિશેષ ખુશી થયો.

**માધવ** પોતાના જૂના ઘરના એક ઓરડામાં બેસીને પોતાના વીતકની કથા **રૂપસુંદરીને** કહી સંભળાવતો હતો, ત્યારે એક ખવાસ એકાએક **માધવ** અને **રૂપસુંદરી** જ્યાં બેઠાં હતાં, ત્યાં આવી પહોંચ્યો. તેણે ભોંય સુધી નીચા વળીને **માધવને** સલામ કરી અને બોલ્યો: " બાપજી ! આ ગરીબ નોકર ઉપર નજર કરો ! "

" કોણ ? **રામજી** ? ! " **માધવ** અજાયબ થતો બોલ્યો; " તું હજી જીવે છે ? કેમ આવ્યો છે ? શું કામ છે ? "

**રામજી** બોલ્યો: " સાહેબ ! આપના પુણ્ય-પ્રતાપે હજી જીવતો રહ્યો છું. પણ આપની ખરી નોકરી કરવાનો અત્યારે પ્રસંગ આવ્યો છે."

" શું છે ? "

" પટ્ટરાણી **કમળાદેવીની** સરદાર **અલેફખાં** શોધ કરે છે, પણ ક્યાંય જણાતાં નથી, પણ મને તે ક્યાં ગયાં છે તેની ખબર છે. "

" શું **કમળાદેવી** નાસી ગયાં ? મહેલમાં નથી ? "

" ના, સાહેબ, મહેલને આગ લગાડીને ક્યાંક નાસી ગયાં જણાય છે. બીજી રાણીઓ બળી ગઇ પણ તે તો નાસી ગયાં છે. પોતાને પિયર જવાને **ઝાલાવાડ** તરફ ગયાં છે અને અત્યારે આપણા ગામથી આઠેક કોસ દૂરના એક ગામડામાં રહ્યાં છે. જો તરત તપાસ કરાવશો

તો હાથ લાગશે, નહિતો છટકી જશે ! ક્ષત્રિયાણી છે, માટે સાવચેતીથી તપાસ કરાવો. મેં તો આપનું લૂણ ખાધું છે, એટલે આપને ખબર આપવા આવ્યો છું."

"સાબાશ છે, **રામજી** ! બહુ સારૂં કર્યું. હું હમણાં **અલેફખાં** પાસે જાઉંછું અને તે દુષ્ટાને હાથ કરાવું છું. મારૂં વૈર હું છોડવાનો નથી."

"ખરૂં કહોછો, બાપજી ! રૂપસુંદરીના માટે કરણ રાજાએ કાંઇ થોડો અનર્થ ગુજાર્યો છે ? તો તેની રાણીને પણ બાદશાહને હસ્તક પહોંચાડી વૈર લેવું જ જોઇએ. એક કૂતરૂં પણ વૈર લેવાને ચૂકતું નથી, તો માણસજાત તો કેમ ચૂકે ? 'થાય તેવા થઇએ, તો જ ગામ વચ્ચે રહીએ ?'"

"સાચું છે, **રામજી** ! તું તારે જા અને હું તને તારી બાતમીને માટે જરૂર ઇનામ અપાવીશ."

"વારૂ, બાપજી ! ઇનામની આશાએ જ આટલું કામ કર્યું છે. આપનું લૂણ હજી મારી દાઢમાં છે."

**રામજી** ગયો એટલે **માધવ** ઉઠીને તરત જ **અલેફખાંના** તંબૂએ ગયો. સઘળી બાતમી તેને ગુપ્ત રીતે કહી સંભળાવી. નિરાશ થયેલા **અલેફખાંને** આ ખબર મળતાં તે ઘણો જ ખુશી થઇ ગયો અને **માધવની** ચાતુરી માટે તેનાં વખાણ કરવા લાગ્યો. **બાદશાહ** પાસેથી ગુજરાતની સૂબાગીરી અપાવવાનું પણ વચન આપ્યું. **માધવ** પોતાનો હેતુ સમ્પૂર્ણ રીતે ફલીભૂત થયલો માની ખુશી થવા લાગ્યો.

# પ્રકરણ ૧૧ મું.

## માધવનું ખૂન.




આકાશમાં સઘળે વાદળાં પથરાઈ ગયાં હતાં. કોઈ કોઈ વાર ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો અને પુનઃ બંધ થઈ જતો હતો. ચન્દ્રમા વાદળાંના આવરણ નીચે દબાઈ ગયો હતો. તારાઓ પણ બિલકુલ દર્શન આપતા ન હતા. અત્યારે **પાટણ** નગરનો દેખાવ ઘણો જ ભયંકર માલમ પડે છે. અંધકારમાં ડૂબી ગયલા શહેરના માર્ગ ઉપર વરસાદનાં ફોરાંના અવાજ સિવાય કાંઇ શ્રવણગોચર થતું નથી. મધ્યરાત્રિને વખતે સ્મશાનમાં બળી ગયલાં મુડદાંનો ધગધગતો અગ્નિ જેવો ભયંકર દેખાવ આપે, તેવો જ ભયંકર દેખાવ અત્યારે **પાટણનો** જોવામાં આવે છે. જે નાગરિકો આજ દિવસ સુધી પુષ્પશય્યામાં શયન કરતા હતા, તેઓ અત્યારે માર્ગમાં રખડતા ભિખારી બન્યા છે. ગઈ કાલે જે રાજમહેલ કરણની રાણીઓથી અને અનેક પરિજનોથી ભરપૂર દેખાતો હતો તે અત્યારે બળીને ખાક થઈ ગયલો નજરે પડે છે. રાજ-મહેલના દરવાજા આગળ રજપૂત સિપાહીઓ પહેરો ભરતા હતા ત્યાં આગળ અત્યારે મુસલમાન સિપાહીઓનું થાણું બેઠેલું જોવામાં આવે છે. શહેરના લોકો નિર્ભય થઇને સુતા, તેઓ અત્યારે ભયથી પોતપોતાનાં ઘરોનાં બારણાં વાસી પોતાના બાકી રહેલા ધનમાલનું સંરક્ષણ કરવામાં ગુંથાયલા જણાય છે.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

રાત્રિના એકનો અમલ ચાલતો હતો. સઘળું નીરવ હતું. અત્યારે રાજમહેલની નજીકમાં આવેલા એક નાના ઘરના બારણાંમાંથી એક કાળી આકૃતિ બહાર આવી. વિજળી અને ગડગડાટ બંધ હતાં તેથી તે આકૃતિ જરા પણ દેખાયા સિવાય એકાએક અંધારામાં મળી ગઇ. તેની પાછળ એક પુરૂષ એક મેલા ફાનસમાં કોડિયામાં બળતો ઝીણો દીવો લઇ બહાર આવ્યો. તરત જ એક પવનના સપાટા સાથે દીવો બુઝાઇ ગયો.

"લ્યો, દીવો તો બુઝાઇ ગયો! ફરીથી કરી લાવું?" દીવો લાવનાર સખ્સ બોલ્યો.

"ના, ના, રામજી! હવે તું જા. દીવાની શું જરૂર છે? અંધારૂં છે, તો પણ મને માર્ગ સુઝી શકશે."

"પણ આ વરસાદમાં તમે ક્યાં ઠેબાં ખાશો? ક્યાંક ઝેરી જાનવરો પડયાં હોય. અને વળી ત્યાં જવાનો માર્ગ ગલીકુંચીમાં થઇને જાય છે." રામજી જરા ઉતાવળે બોલ્યો.

"તું ધીમે ધીમે બોલ. રામજી! ઝેરી જાનવરોનો હવે શું ભય છે? શું તું નથી જાણતો કે હવે આ દેહ જરા પણ કામનો નથી!"

"ખરૂં કહો છો. તુરકડાઓ જીત્યા ત્યારથી આપણે જીવતા મૂઆ સરખા જ છીએ."

"ત્યારે હવે તું પાછો જા. દીવો હશે અને વળી પેહેરેગીરો જાગતા હશે, તો નકામાં પકડાઇ જઇશું અને સઘળી બાજી બગડશે. માર્ગ મેં જોયો છે, માટે હરકત નહિ. તું પાછો જ વળ."

"બસ? પણ પાછાં અહીં આવશો કે નહિ?"

"જેવો સમય. ઘણુંકરીને તો આવીશ."

પેલી કાળી આકૃતિએ ચાલવા માંડ્યું, એટલે રામજી બોલ્યો; "લ્યો, હવે હું જાઉં છું, પણ કામ સાવચેતીથી કરજો હો ? ઘણું જોખમનું કામ છે."

"હરકત નહિ."

રામજી પાછો વળ્યો અને ઘરમાં જઇ તેણે દ્વાર બારીબારણાં બંધ કરી દીધાં.

અપરિચિત કાળી આકૃતિ ધીમે ધીમે ચાલવા લાગી. માર્ગ ગલી-કુંચીવાળો હોવાથી પહેરેગીરોની અડચણ નડી નહિ, તેમ જ રસ્તે કોઇ માણસ પણ સામું મળ્યું નહિ. માર્ગે ચાલતાં કેટલાંક ઘરોમાં ધીમા ધીમી ગરબડ સાંભળવામાં આવતી હતી અને ઝીણા ઝીણા દીવા બળતા દૃષ્ટિગોચર થતા હતા. કેટલાક ઘરોમાં, દિવસે લૂંટ ચલાવતાં મુસલમાનોનો માર ખાવાથી દર્દી બનેલા માણસો બિછાનામાં પડયા પડયા બૂમો પાડતા સંભળાતા હતા. એક ઘરમાં ધીમી ધીમી વાતચિત સંભળાતી હતી તેથી એકાએક પેલી કાળી આકૃતિ ત્યાં અટકી અને કાન સરવા કરી સાંભળવા લાગી:

"ત્યારે, ગુજરાતની પરતંત્રતાનું કારણ તમે કોને ગણો છો ? **માધવને** કે રાજા કરણને ?"

"સ્પષ્ટ રીતે **માધવને** જ !"

"કેવી રીતે ? હું માનું છું કે આમાં સઘળો દોષ કરણનો છે, અથવા તો કરણની દુષ્ટ મનોવૃત્તિનો છે. **मूलंनास्तिकुतःशाखा ?** મૂળ જ ન હોય, તો ડાળ-પાંદડાંનો સંભવ પણ કયાંથી રાખી શકાય ? કરણે રૂપસુંદરીનું હરણ કરીને કૌવચનું બીજ વાવ્યું, તો તેનાં ફળ

પણ તેણે ભોગવવાં જ જોઇએ અને રાજાના કર્મનો ભાગ પ્રજાને પણ મળે. જો કરણે એ અનર્થ ન કર્યો હોત, તો કાંઇ આમ થાત? મને તો સ્પષ્ટ રીતે કરણનો જ દોષ જણાઇ આવે છે."

"તારી ચૂક છે. કરણે દોષ કર્યો એ વાત ખરી છે, **માધવનું** મન દુ:ખાય તે વાત પણ ખરી છે, અને **માધવ** વૈર વાળવાને પ્રયાસ કરે તેમાં પણ તે દોષિત નથી; પરંતુ તેણે જે પ્રયાસ આદર્યો તે કુમાર્ગે છે. રાજા કરણ ઉપર વૈર વાળવાનો શું એક જ માર્ગ હતો? ગુજરાત મ્લેચ્છોને સ્વાધીન કરવાથી જ શું તેનું વૈર વળે તેમ હતું અને બીજો કાંઇ સહીસલામતીભર્યો માર્ગ ન હતો? પરન્તુ તેણે દેશદ્રોહ કર્યો છે. પ્રજાજનના ધિક્કારને પાત્ર તે થઇ ચૂક્યો છે. જેમનાં છોકરાં મુસલમાનોની લૂંટથી દીન-લાચાર બની ગયાં હશે તેમને શાપ દેવાની વસ્તુ માત્ર **માધવ** જ છે. જો **માધવે** ધાર્યું હોત તો બીજા કોઇ રજપૂત રાજાને ઉસ્કેરત અને મ્લેચ્છોથી ગુજરાતને આટલું સહન કરવું પડ્યું છે અને ભવિષ્યમાં કરવું પડશે, તેટલું બીજા રજપૂત રાજ્યથી સહન કરવું પડત નહિ. બોલ, ત્યારે ગુજરાતની પરતંત્રતા લાવવામાં કારણભૂત કોણ? કરણ કે **માધવ**?"

"તમારા કહેવા પ્રમાણે તો **માધવ** જ દોષિત છે, અને મને પણ હવે સત્ય સમજાયું. બ્રાહ્મણભાઇએ જો દેશનો ઉદ્ધાર કરી દીધો હોત, તો પછી બીજી શું જરૂર હતી? મને તો લાગે છે કે **માધવે** આ દેશદ્રોહ કર્યો છે, તેનું ફળ પ્રભૂ તેને જરૂર આપશે."

"આપશે જ. હાલની પાટણની પ્રજા જ તેને શાપ દે છે, એટ-

લું જ નહિ પણ ભવિષ્યમાં આખી ગુજરાતની પ્રજા પોતાની પરતંત્રતાને માટે તેને ગાળો આપશે ! કેવો દુષ્ટબુદ્ધિ ? ! તે જાણતો હતો કે **અ**લ્લાઉદ્દીન આવો ક્રૂર છે, તો પણ તે મૂર્ખને તે જ મળ્યો ! લક્ષ્મીશંકર ! કાંઇ શોક કરવા જેવું નથી ! ગુજરાતની દશા જ ઉતરતી છે, નહિતો **મા**ધવને દુર્બુદ્ધિ સૂજત નહિ, ગુજરાત પારકા હાથમાં પડત નહિ, પ્રજાને હેરાન થવું પડત નહિ, અને મહારાણી કમળાદેવીનું સતીત્વ ભ્રષ્ટ થવા વખત આવત નહિ ! ”

“ શું બોલોછો ગુરૂજી ? કમળાદેવી તો રાજમહેલમાં બળી ગયાં છે અને તેમનું સતીત્વ કેવી રીતે ભ્રષ્ટ થયું ? ”

“ ભાઇ ! એ વળી એક બીજી જ વાત છે ! બીજી રાણીઓ રાજમહેલમાં બળી મૂઇ પણ એવી વાત બહાર આવી છે કે કમળાદેવી તો મહેલમાંથી નાસી ગયાં છે અને થોડેક દૂર આવેલા એક ગામડામાં જઇને રહ્યાં છે. એક બીજા રાજનું લૂણ ખાઇને ઉછરેલા નિમકહરામ ખવાસે આ બાતમી **મા**ધવને આપી અને **મા**ધવે **અ**લેફખાંને કહ્યું. **અ**લેફખાં સાંજનો એક લશ્કર સાથે મહારાણીને કબજે કરવા તે ગામડા તરફ ગયો છે. એ મ્લેચ્છોના હાથમાંથી કમળાદેવી કદિ છટકી શકવાનાં નથી, અને જરૂર માનજે કે તેમનું સતીત્વ ભ્રષ્ટ થઇ ચૂકયું ! ”

“ પ્રભુ ! પ્રભુ ! હદ થઇ હવે તો. કાંઇક કૃપા કર ! ” એક નિઃશ્વાસ સાથે આ સંવાદ બંધ થયો અને એક ખૂણામાં લપાઇને ઉભેલી પેલી કાળી આકૃતિ બહાર નીકળી. તે આકૃતિના હૃદયમાં વિચાર-તરંગો ઉઠવા લાગ્યાં; “ બસ, ગુજરાતને પરતંત્રતામાં સપડાવનાર અને પાટણના રાજ્યનું છેદન-ભેદન કરાવનાર એ દુષ્ટ **મા**ધવ જ છે.

કરણ રાજા ! તારા કરતાં **માધવ** વધારે દોષિત છે, એમ **પાટણની** પ્રજા કબૂલ કરે છે—ન્યાય કરે છે ! એ દુષ્ટ, દેશદ્રોહી અને રાજદ્રોહી **માધવને** તેના અપકૃત્યને બદલો શું ન મળવો જોઈએ ? મળશે ! મળશે ! હરામી **માધવ** ! આજે જ તેનો બદલો તને મળશે ! તારા સરખા દેશદ્રોહીઓની ગુજરાતને જરૂર નથી. તારો તો નાશ કરવો જ ઘટે છે. તને મારવાથી બ્રહ્મહત્યા લાગવાની નથી, કારણકે તું હવે બ્રાહ્મણ રહ્યો નથી, પણ એક ચાંડાલ થયો છે. તારો નાશ કરવાથી, જેમ તેં કરણનું વૈર વાળ્યું તેમ હવે તારૂં વૈર વળશે ! ઠીક છે ! ઠીક છે ! ”

તે આકૃતિએ ચાલ્યાં જ કર્યું. **માધવનું** ઘર આવતાં તે થોભી અને આસપાસ નજર કરવા લાગી. દરવાજે એક મુસલમાન પેહેરેગીર ઓટલા ઉપર થાકી-પાકીને સૂઈ ગયલો નજરે પડતો હતો. ચોકમાં એક ફાનસ બળતું હતું પણ દીવટને મોગરો વળવાથી પ્રકાશ નહિ જેવો પડતો હતો. તે આકૃતિએ દરવાજેથી પ્રવેશ કરવાનું ઉચિત માન્યું નહિ. ઘરની પછવાડેના ભાગમાં એક બારી ઉઘાડી પડી હતી તે તેની નજરે ચડી આવી.

અત્યારે **માધવ** પોતાના આરામગૃહમાં એક પલંગ ઉપર સૂતો છે. પાસેના બીજા પલંગમાં રૂપસુંદરી ભરનિદ્રામાં પડી છે. બન્ને આજે જ સુખની નિદ્રા લેવાને ભાગ્યશાળી થયાં હતાં. ઓરડામાં એક ઝાંખો દીવો બળ્યાં કરે છે. નિદ્રામાં પણ **માધવ** વૈર વાળવાની ધૂનમાં જ લાગી રહ્યો જણાય છે. ઘડી ઘડીમાં કોનાની જ વાતની ઝંખના તે કર્યાં કરે છે. તે ઉંઘમાં જ બોલવા લાગ્યો:—

" કિયા તુમને જયસા, કરૂં મૈંય ભી વયસા;
" મસલ હય કે બન જાય જયસેકો તયસા!"

વળી જરા નિદ્રામાં નસકોરાંના પાંચ-સાત ઘસઘસાટ સંભળાવામાં આવ્યા. પેલી કાળી આકૃતિએ બારીવાટે ઓરડામાં પ્રવેશ કર્યો. પુનઃ **માધવ** નિદ્રામાં જ બોલવા લાગ્યોઃ—

" યાદ રાખજે, **કરણ**! **મારી** સ્ત્રીનું હરણ કરી તેં મને જે અપમાન કર્યું છે, તેનો બદલો હું તારી રાણીને એક મ્લેચ્છની ઓરત બનાવીને જ વાળીશ. હું તારૂં વૈર વાળવાનું કદિ ચૂકવાનો નથી. "

**માધવે** નિદ્રામાં ને નિદ્રામાં પાસું બદલ્યું અને જાણે નિદ્રામાં પણ કાંઈ ભારે પરાક્રમ કરતો હોય તેવી રીતે તેના શરીરમાં અવનવો જુસ્સો દાખલ થતો હોય તેમ જણાયું. વળી તે બોલ્યોઃ

" હવે ગુજરાતની સુબાગીરી મારા જ હાથમાં આવશે. **કરણ**! તું મરી ગયો નહિ હોય, અને કદાચ નાસી ગયો હશે, તો પણ શું? શું હું તને પકડયા સિવાય રહીશ? "

આ શબ્દો તેના મુખમાંથી પૂરેપૂરા નીકળ્યા કે તરત જ પેલી કાળી આકૃતિ **માધવની** છાતી ઉપર ચડી બેઠી. **માધવ** ચમકીને એકાએક જાગી ઉઠયો.

" વાળ, અપમાનનો બદલો વાળ! તું નિમકહરામ! પણ યાદ રાખજે કે જે સ્ત્રી પોતાનું શીલ જાળવવાની દઢ ઇચ્છા રાખે છે તેનું શીલ તોડવાને પરમાત્મા પણ શક્તિમાન્ નથી! સમજ્યો દુષ્ટ?!" ઓરડામાં દાખલ થએલ તે આકૃતિએ કહ્યું.

"કોણ છે એ ?" દબાઈ ગએલ કંઠ અને ધ્રુજતે શરીરે માધવ બોલ્યો.

"તારૂં મોત ! દુષ્ટ માધવ ? ગુજરાતને પરતંત્રતાની બેડીમાં સપડાવનાર દુષ્ટનું ખુન કરવા આવનાર ! નિમકહરામ ! ભજી લે હવે તારા પરમેશ્વરને !"

"કોણ ? મહારાણી કમળાદેવી ?"

"હા, દુષ્ટ માધવ ! હું તે જ કમળાદેવી કે જેને તું એક મુસલમાનની ઓરત બનાવવા ઇચ્છા રાખે છે. અને હું તે જ કમળાદેવી છું કે જે તને તારા દુષ્ટ કૃત્યનો બદલો આપવા આવી છું." કમળાદેવીએ માધવ સામે ખંજર ઉગામ્યું.

"બસ, મહારાણી ! મેં ગુજરાતનો મોટો અપરાધ કર્યો છે. પણ હવે મને માફ કરો ! મને જીવનદાન અર્પો ! હું તમારો ગુલામ છું !"

"દુષ્ટ ? શું તું ક્ષમા યાચે છે ? તને–કુપાત્રને હું ક્ષમાદાન કરૂં ? જા, જા, હરામી ! તારા સરખા નીચને તો યોગ્ય બદલો આપવો તે જ ઉચિત છે. લે દુષ્ટ ! તેનો બદલો !"

તરત જ કમળાદેવીએ માધવના હૃદયમાં જોરથી ખંજર હુલાવી દીધું અને માધવે ભયની એક ઝીણી ક્રાક્રિઆરી પાડી. કાળા હૃદયની ક્રાક્રિઆરી કાળા અંધારામાં જ મળી ગઇ.

# પ્રકરણ ૧૨ મું.

## માના પટેલને ઘેર.



પાટણ શહેરથી સાત–આઠ કોસ દૂર આવેલા ગામડાની પ્રજાના એક મુખી તરીકે ઓળખાતા **માના** પટેલ આજે પોતાના ઘરની ખડકીની બ્હાર પાંચ-સાત ખાટલા ઢળાવી ભજન સાંભળતા બેઠા છે. હાથમાં એક લાંબી નળીનો હુક્કો ગડુડુડુ ગડુડુડુ અવાજ કરી રહ્યા છે. એક ખાટલા ઉપર **માના** પટેલ એક જાળાઇ નંખાવીને બેઠા છે અને બીજા ખાટલા ઉપર યજમાનને ત્યાં માગવા આવેલા વહીવંચા બારોટ બેઠા છે. એક સાધુ અને સાધ્વીં હાથમાં તંબૂરો લઇને ભજન ગાય છે. આસપાસ ગામનાં કેટલાંક પુરૂષો અને છોકરાં પણ ભજનનો આસ્વાદ લેવાને એકઠા થયલા જોવામાં આવે છે.

ભજનની ધુન ખરેખરી મચી રહી હતી એટલામાં એક તરૂણ ઘોડેસ્વાર તે ટોળાની સમક્ષ આવીને ઉભો અને બોલ્યોઃ "આ ગામના પટેલ કોણ છે?"

"કેમ ઠાકોર? કયે ગામ રહેવું? પટેલ તો હું છું, કાંઇ કામ છે?" **માના** પટેલે જવાબ આપ્યો.

"પાટણના રાજ્ય સમ્બન્ધી તમારી સાથે થોડું એક કામ છે, અને તે તમને ગુપ્ત રીતે કહેવાનું છે." તરૂણ સ્વારે જવાબ આપ્યો.

## પ્રમોદા યાને દિલેર દિલારામ.

પટેલ તો આશ્ચર્યમાં પડી ગયા. "રાજા કરણ જેવાને મારું શું કામ પડયું હશે? પાટણના રાજ્ય સંબંધી મારી સાથે કામ છે એટલે શું? ઠીક છે, સાંભળીએ તો ખરા!" એમ વિચારી બધા રાવણાને બ્હાર જ રાખીને પટેલ ઉભા થયા અને દ્વારમાં પ્રવેશ કરતાં કહ્યું: "આવો, ઠાકોર! ઘરમાં આવો."

સ્વાર ઘોડા ઉપરથી ઉતરીને પટેલની પાછળ પાછળ ગયો. પટેલ પરશાળમાં ઉભા રહ્યા અને પેલાને પૂછયું: "શું કામ છે?"

"તે તમને અહીં કહી શકાય તેમ નથી. તમારા ઘરના તદ્દન એકાંત ભાગમાં જ કહેવાય તેમ છે."

તરૂણ સ્વારના આ શબ્દો સાંભળીને પટેલ વિશેષ આશ્ચર્યયુક્ત ચહેરો કરીને બોલ્યા: "ત્યારે, ચાલો મેડા ઉપર."

બન્ને જણ મેડા ઉપર ગયા. સઘળે અંધારૂં થઇ ગયું હતું, તેથી પટેલે એક કોડીઆમાં દીવો કર્યો. પટેલની એક છોકરી "કોણ મેમાન છે?" તે જાણવાને પાછળ પાછળ આવી હતી તેને પટેલે ધમકાવીને કાઢી મૂકી અને એક ગોદડું પાથરીને બન્ને જણ બેઠા.

"બોલો, ઠાકોર! રાજા કરણનો શું સંદેશો છે? હું જાણું છું કે અલેફખાં પાટણ ઉપર ચઢી આવ્યો છે, તેથી અત્યારે રાજાજી મોટી મુશ્કેલીમાં હશે અને તેને લગતો જ કાંઇક સંદેશો કહેવાને તમને અહીં મોકલ્યા હશે." પટેલે અનુમાન કરીને કહ્યું.

"ના, પટેલ, તેમાંનું કાંઇ એ નથી."

"ત્યારે શું છે?"

"હું તમને જે કાંઇ કહું તે તમે ગુપ્ત રાખી શકશો?"

"હા જરૂર. રાજા કરણ બધુંએ જાણે છે. ગમે તેવો વખત આવે, તોએ શું થયું? મહારાજા કરણની પ્રજા કદિ બેવફા થઇ નથી અને થવાની નથી. બેવફાદારીનો ઉતાર તો માધવના હૃદયને સોંપ્યો છે."

"ત્યારે સાંભળો, તમે મને ઓળખો છો?"

"ના. હું ધારૂં છું કે તમે રાજા કરણની તહેનાતમાં રહેનારા કોઇ રજપૂત ઠાકોર હશો."

"ના, તેમ નથી." એમ કહીને પેલા સ્વારે માથે બાંધેલો ફેંટો કાઢી નાંખ્યો અને શરીર પરની ટુંકી બંડી ઉતારી નાંખી.

આશ્ચર્યચકિત થતા પટેલે કહ્યું: "અહો હો! તમે તો કોઇ બાયડી સરખા દેખાઓછો ને?"

"હું મહારાજા કરણની પટરાણી કમળાદેવી જ છું."

"અહો હો હો! માતાજી! તમે મારે ત્યાં ક્યાંથી? મારૂં ઘર તમે આજે પાવન કર્યું!" એમ બોલતો પટેલ બે હાથ જોડી માથું નમાવી પગે લાગવા મંડી ગયો. કમળાદેવી તેને તેમ કરતાં અટકાવીને બોલી:

"પટેલ! અત્યારે વિવેક સાચવવાનો વખત નથી. મહારાજા કરણ યુદ્ધમાંથી નાસી ગયા છે. બીજી રાણીઓ રાજમહેલને આગ લગાડીને બળી મૂઇ છે અને હું બચી નીકળી છું. અત્યારે પાટણના બૂરા હાલ છે, અને થોડા વખતમાં આખા ગુજરાતના હાલ પણ તેવા જ થશે. મુસલમાનો પાટણમાં કેર વર્ત્તાવી રહ્યા છે."

"અરરર ! મહારાજા કરણ આવી દશામાં આવી પડ્યા છે ? હાય, હાય ! ત્યારે તો તુરકડા જીત્યા, એમ કે ? હે પ્રભુ ! ગુજરાતનું ગુજરાતપણું સાચવજે !"

"પટેલ ! હવે તમને એટલી સૂચના કરવાની છે કે ગામમાં કોઇ તમને મારા ખબર પૂછે તો તમારે ખરેખરા ખબર ન આપવા; કારણકે બાદશાહનાં માણસો મારી પાછળ મને શોધવાને ભમે છે. બાદશાહનું કોઇ માણસ ગામમાં આવે તો મને ગુપ્ત રીતે ખબર આપજો."

"અરે, શિવ શિવ કરો ! એ વાત તે બહાર પડે ? તુરકડાના હાથમાં તમને જવા દઇએ તો અમારૂં માથું ન જાય ? આ વાત તો અહીં ને અહીંજ દાટી દીધી જાણો."

"બહુ સારૂં, ત્યારે હવે તમે જાઓ. આ ઓરડો બંધ રાખવો પડશે."

"પણ માતાજી ! આપને માટે કાંઇ ખાવાનું..."

"ના, હાલ તો મને ખાવાની ઇચ્છા નથી. હું અહીં કાંઇ મેમાનની રીતિથી વર્ત્તીશ નહિ. જ્યારે મને ખાવાની ઇચ્છા થશે, ત્યારે હું મારી મેળે જ માગી લઇશ."

"વારૂ, હવે તમે નિર્ભય રહેજો. કોઇને તમારી પીછાણ પડવાની નથી." એમ કહી પટેલ પાછા ખડકી બહાર આવીને બેઠા. સૌ કોઈ પૂછવા લાગ્યા કે, "પટેલ, શું હતું ?" પણ પટેલે સૌને ઉડાવનારો જ જવાબ આપ્યો અને પુનઃ ભજન શરૂ થયાં.

ભજનનો જલસો રાત્રિના દસેક વાગ્યા સુધી ચાલુ રહ્યો અને પછી સૌ કોઇ વેરાયા. બારોટને માટે પરશાળમાં બિછાનાં કરી રાખવામાં આવ્યાં હતાં ત્યાં તેઓ સુતા. પટેલ પાછા કમળાદેવી પાસે આવ્યા અને પૂછ્યું: "કાંઇ જોઇએ છે, માતાજી?"

"ના, કાંઇ જોઇતું નથી. મુસલમાનો અહીં આવે તો મને ખબર આપજો."

"વારૂ" કહીને ઓરડાનાં દ્વાર વાસી દીધાં. બહાર તાળું લગાવ્યું અને સૌની જેમ પટેલ પણ નિદ્રાદેવીને આધીન થયા.

* * * * *

ભયંકર પવનના સપાટા ગાજી રહ્યા હતા. મધ્યરાત્રિ વ્યતીત થઇ ગઇ હતી. મેઘ આકાશમાં ચઢી આવ્યો હતો અને ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. વાદળામાં છૂપાયલા ચંદ્રની આસપાસ જળબિંબનો મોટો ગોળો મેઘાવૃત્ત આકાશની સુન્દરતામિશ્રિત ભયંકરતા વધારી રહ્યો હતો. અત્યારે ગામમાં સઘળે શાંતિ વ્યાપી રહી હતી. ગામની ભાગોળે બોલતાં તમરાંનો એકત્ર નાદ ગામમાં સંભળાતો હતો, તે સિવાય બીજો કોઇ અવાજ શ્રવણગોચર થતો ન હતો.

એકાએક ગામના ઝાંપામાં ગરબડ મચી રહેલી સાંભળવામાં આવી. માધવે આપેલી ખબર ઉપરથી અલેફખાં એક નાના લશ્કરને સાથે લઇને મહારાણી કમળાદેવીને પકડવાને જ આ ગામ તરફ આવ્યો હતો. સાંજે પાટણથી નીકળીને લગભગ મધ્યરાત્રિને સમયે તે અહીં પહોંચ્યો હતો. ગામના પગીઓએ લશ્કરને ગામમાં પેસવા દીધું નહિ

અને " તમે શા માટે અહીં આવ્યા છો ? " તેમ સૌ કોઈ પૂછવા લાગ્યા.

અલેફખાંએ જવાબ આપ્યો: " તમે સાંભળો. ગુજરાત દેશ બાદશાહ અલાઉદ્દીનને તાબે થઈ ગયો છે, કારણકે રાજા કરણ સાથેના યુદ્ધમાં બાદશાહી લશ્કરનો વિજય થઈ ચૂક્યો છે. તમે પણ હવે બાદશાહ અલ્લાઉદ્દીનની રૈયત છો. પરંતુ અમે તો એક બીજા કામ માટે જ આવ્યા છીએ. રાજા કરણની રાણી કમળાદેવી આ ગામમાં આવેલ છે તે તમે અમને સત્વર સ્વાધીન કરી દો. બાદશાહનું તેવું ફરમાન છે, અને જો તમે તે ફરમાન માન્ય રાખશો નહિ, તો અમારા લશ્કરને તમારી ઉપર હલ્લો કરવાની જરૂર પડશે. "

જોતજોતામાં અલેફખાં અને મુસલમાન સિપાહીઓને જોવાને મધ્યરાત્રિને સમયે પણ ગામના લોક એકઠા થઇ ગયા. એક વૃદ્ધ પગીએ સૌની અગાડી આવીને અલેફખાંને જવાબ આપ્યો કે—" કમળાદેવી કેવી ? અહીં તો કોઇ આવ્યું નથી !"

" પણ અમને ચોક્કસ ખબર મળી છે કે અહીં તે આવીને રહેલ છે. અમને દરેક ઘર તપાસવાની જરૂર પડશે. "

" અહીંના પટેલિયા તમને—તુરકડાને ઘર તપાસવા દેશે કેમ ? "

આમ રકઝક ચાલતી હતી તેવામાં એક પગીએ દોડતા જઈને માના પટેલને ખબર આપી કે—" તુરકડા મહારાણી કમળાદેવીને પકડવાને આપણા ગામ ઉપર લશ્કર લઈને આવેલા છે. "

આ ખબર સાંભળીને પટેલ બ્હાવરા બની ગયા, તોપણ તેણે

ધીરજ રાખી અને મુસલમાનો આવી પહોંચ્યાના ખબર કમળાદે-
વીને આપ્યા.

કમળાદેવીએ કહ્યું: "તેઓ આવ્યા કે?"

"હા માતાજી! આવ્યા, પણ તમે ગભરાશો નહિ. અમે તમારે
માટે લડીને પ્રાણ આપીશું પણ તમને તે તુરકડાના હાથમાં જવા દઈશું
નહિ. તમે તમારે અહીં નિર્ભયપણે બેસી રહેજો." એમ કહી પટેલ
ઉઠવા લાગ્યા, પણ કમળાએ તેને રોકીને કહ્યું:–

"પટેલ, પણ મારા ખાતર તમારે શા માટે પ્રાણ ખોવો જો-
ઇએ? તે રોયા તુરકડા બહુ ભુંડા છે. તમારા આખા ગામને ત્રાહ
ત્રાહ પોકરાવશે અને જુલ્મ કરવામાં જરા પણ ન્યુનતા રાખશે નહિ."

"પણ તેથી શું થયું? શું અમે તમને તે હરામખોરોના હાથમાં
જવા દઈશું? માતાજી! હજી તો અમારી છાતીમાં મહારાજા કરણના અ-
ન્નના ઓડકાર આવે છે. આખું ગામ કેમ નથી મરી જતું પણ અમે
અમારી ફરજ તો બજાવીશું. એ તુરકડાને ગામમાં પેસવા દેઇશું નહિ."

"પટેલ! પણ એ કાંઇ કરવાની જરૂર નથી. તમે તમારે જાઓ,
અને અલેફખાંને કહો કે–"કમળાદેવી મારા ઘરમાં છે અને બા-
દશાહી હુકમને માન આપી તમારી સાથે આવવા તૈયાર છે?"

"અરે, મહારાણી! તમે આ શું બોલો છો? શું ત્યારે તમે બા-
દશાહની બેગમ બનવા જશો?"

"પટેલ! હું એક રજપૂતાણી છું. શું મને એક યવનને સ્પર્શ
કરવાનું પણ ગમતું હશે? પણ શું કરૂં? લાચર છું. તમે હજારો જણ

તેમની સાથે લડશો, તો પણ કદિ જીતી શકવાના નથી જ. અને તેથી છેલ્લે જ્યારે હું પકડાઇશ ત્યારે મને તેમની સાથે જવાની જરૂર પડશે, માટે હજારો માણસોનું રૂધિર ભૂમિદેવીને પાયા પહેલાં જ હું તેમને તાબે થઇ જાઉં તે વધારે ઉચિત છે. ”

“ મહારાણી ! એક રજપૂતાણીના મુખમાં આવી કાયરતાના શબ્દો શોભતા નથી. તમે આત્મઘાત કરીને મરી જાઓ, પણ જાતે કરીને યવનના હાથમાં શાને માટે જાઓછો ? ”

“ નહિ, નહિ, પટેલ, હું જઇશ જ. આત્મઘાતનું પાપ કરવા હું રાજી નથી. ”

“ અને યવનોનું અન્ન ખાઇ કાયા વટલાવવાને તમે રાજી છો ? ”

કમળાદેવી ગભરાઈ. તોપણ તેણે કહ્યું: “ પટેલ ! તમે મને સાચી ક્ષત્રિયાણી જ સમજજો, પણ આત્મઘાત કરતાં મારો જીવ ચાલતો નથી. જીવ મને બહુ જ વ્હાલો છે. તેથી જ હું અલ્લાઉદ્દીન પાસે જવાને ખુશી છું. ”

આ છેલ્લા શબ્દોએ પટેલના હૃદયના બંધ તોડી નાંખ્યા. એ શબ્દો સાંભળીને વૃદ્ધ પટેલ ઘેલા સરખો થઈ ગયો. કમળાદેવી ઉપર તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે સત્વર ત્યાંથી ઉઠ્યો અને જ્યાં અલેફખાં પગી લોકો સાથે રકઝકમાં પડ્યો હતો ત્યાં ગયો. અલેફખાંને માથું નમાવીને તે બોલ્યો: “ બાપજી ! તમે કાંઇ અનર્થ કરતા ના. કમળાદેવી મારા ઘરમાં આવીને રહ્યાં છે, તેમને તમારે લઈ જવાં હોય, તો લઈ જાઓ, પણ બિચારા લોકને હેરાન કરશો નહિ. ”

અલેફખાંએ જવાબ આપ્યો: "બસ, અમને એટલું જ કામ છે. તમે અમને તેને સોંપી દો, તો અમને નકામો અનર્થ કરવાની કાંઇ જરૂર નથી. ચાલો સરદારખાં, તેમને ઘેર."

માના પટેલની અલેફખાંને આજીજી જોઇને ગામના સઘળા લોક દિગ્મૂઢ થઈ ગયા હતા. પટેલનું દઢ હૃદય કદિ કોઇને નમે તેમ ન હતું અને અલેફખાંને નમન કરેલું જોઇને પટેલની કાયરતાને માટે સૌ કોઇ તેના ઉપર ધિક્કાર વર્ષાવવા લાગ્યા, પણ તેઓ જાણતા ન હતા કે કમળાદેવીની ઇચ્છાથી જ પટેલને આમ કરવાની જરૂર પડી હતી.

અલેફખાં અને બીજા પચ્ચીસેક પોલીસ માનાને ઘેર ગયા. માનાએ સૌને નીચે ઉભા રાખ્યા અને તે મેડા ઉપર ગયો. કમળાદેવી અત્યારે એક પદ્મિણીના સરખો પોષાક પહેરીને જાણે કે પોતાના પતિને મળવા જતી હોય તેવી રીતે તૈયાર થઇ ગઇ હતી. તેણે આવી રીતે શૃંગાર સજેલા જોઇને માનાને ક્રોધ ચઢયા વિના રહ્યો નહિ. તેણે તેને કહ્યું:–

"અરે પાપિણિ! તારા જેવી અધમ સ્ત્રી બીજી કોણ હશે? મહારાજા કરણ જેવા એક ખરા ક્ષત્રીયને ત્યજીને તું અત્યારે એક યવનનું ઘર શોભાવવાને જાય છે! શું તું ધિક્કારને પાત્ર નથી? મર, મર, રંડા! આત્મઘાત કરીને મરી જા, પણ આ કુકર્મ ન કર અને વૈભવો ભોગવવાની લાલસામાં પાતિવ્રત્ય ન ત્યજ."

"પટેલ! હવે ચૂપ રહો! ભાવી હોય છે તેમ થયાં કરે છે."

"અરે, રાખ! રાખ! મૂર્ખિણિ! તું કોને સમજાવે છે? શું તારૂં આવું ભાવી હતું? મેં તને આશ્રય આપ્યો તે શું તને તુરકડાને

હાથે સોંપવાને જ ? જા, જા, અધમ સ્ત્રી, જા અને તારૂં કાળું કર ! તું મહારાજા કરણની પટ્ટરાણી નથી, પણ એક પિશાચિણી છે. નહિ તો તું આત્મહત્યા કરવાનું જ પસંદ કરત. ”

કમળાદેવી એક શબ્દ પણ બોલ્યા સિવાય ઓરડામાંથી બહાર નીકળી અને નીચે ઉતરી. અલેપખાં કમળાદેવીનું સ્વરૂપ જોઇને અં-જાઇ ગયો અને “ શું રજપૂતાણીઓ આવી રૂપાળી હશે ? ” તેવો એક શુભ વિચાર તેના હૃદયમાં પ્રાદુર્ભૂત થયો. સત્વર સિપાહીઓએ કમળાદેવીની આસપાસ કનાત નાંખી દીધી અને સઘળા હર્ષિત થતા થતા પટેલના ઘર બહાર નીકળ્યા.

કમળાદેવીને અલેપખાં સાથે વિદાય કરવામાં આવી એટલે ગા-મના લોકો માના પટેલને ઘેર એકઠા થયા. તેમાંના એક વૃદ્ધ પટેલે માનાને ઠપકો આપતાં કહ્યું: “ અલ્યા, માના ! તારા ધોળામાં ધૂળ પડી નથી ? મહારાણી કમળાદેવીને આમ સોંપી દેવાય ? તારા જેવા નિમકહરામ પટેલને અમે હવે ન્યાતથી દૂર કરીશું ! અમે સઘળા મ-હારાણીનેમાટે લડવાને તૈયાર હતા અને તું આવો વાણિયાભાઈ જેવો કાયર કયાંથી થઇ ગયો ? ”

માનાએ કહ્યું: “ પણ તમે સાંભળો તો ખરા ! એ એક મહારા-ણીના રૂપમાં પિશાચિણી જ હતી. તેની ઇચ્છા જ બાદશાહની હુરમ થવાની હતી ! હું શું વાત કહું ? કલિયુગના ક્ષત્રીયો અને ક્ષત્રિયાણીઓ પણ પોતાના ધર્મથી ભ્રષ્ટ થયાં ભ્રષ્ટ ! ”

“ હેં ! શું બોલોછો ? ” બે-ચાર જણ એકદમ બોલી ઉઠયા.

“અરે, ભાઈ! મેં તો તેને ઠામ ચોડવામાં જરા પણ ખામી રાખી નથી, પણ રાંડને જ વૈભવ ગમતો જણાય છે. મહારાજા કરણ નાસી ગયા એટલે થઇ રહ્યું! રાંડની જાત તે કોઇની થઇ છે કે થવાની છે? એ તો પૈસાની અને વૈભવની સગી છે! અરરર! કમળાદેવી જેવી ક્ષત્રિયાણીએ પણ વૈભવની ખાતર એક તુરકડાને પરણવાનું પસંદ કર્યું! શું બારીક વખત આવ્યો છે ને? હે ભરથરી રાજા! તેં ખરૂં કહ્યું છે કે બાયડીની જાત ઉપર થૂ હોજો!”

માનો પટેલ આટલું બોલી રહ્યા એટલે સૌ કોઈ આશ્ચર્યના ઉદ્દગાર પ્રદર્શિત કરવા લાગ્યા. તે સમયની પ્રજા ક્ષત્રીયોની અને ક્ષત્રિયાણીઓની દૃઢતા સારી પેઠે સમજતી હતી અને તેથી કમળાદેવીના આ કૃત્ય તરફ સૌ કોઇ ધિક્કારની નજરથી જોવા લાગ્યા. “ધિક્કાર છે, તને પિશાચિણિ!” એવા સેંકડો ઉદ્દગારો લોકોના મુખમાંથી સંભળાવા લાગ્યા.

એક ડોસાએ પટેલને કહ્યું: “માના પટેલ! એ રાંડને તમે ઘરમાં શા માટે આવવા જ દીધી?”

પટેલે કહ્યું: “ભાઇ! જો મને ખબર હોત કે એ રાંડ બાદશાહનો મહેલ શોભાવવા જશે, તો હું તેને મારા ઘરમાં તો શું પણ ગામમાં પણ પેસવા દેત નહિ. મહારાણી થઇ એટલે શું થયું? તેનો ધર્મ સાચવે તો મહારાણી, નહિતો ચોખ્ખે ચોખ્ખી રાક્ષસણી! રાંડે મારૂં ઘર અપવિત્ર કર્યું!”

આશ્ચર્ય પામતા લોકો વેરાયા અને માના પટેલે પોતાનું ઘર

કમળાદેવીની ભ્રષ્ટતાથી અપવિત્ર થયલું માની આખા ઘરમાં ગોમૂત્ર છંટાવ્યું. જે ઓરડામાં કમળાદેવીને રાખવામાં આવી હતી તેને પવિત્ર કરવાને તેણે અનેક ઉપચારો કર્યા.

---

# પ્રકરણ ૧૩ મું.

---

## કરણ બાગલાણમાં.



સાંજ પડી ગઇ હતી. સૂર્યનારાયણનું બિંબ માત્ર ક્ષિતિજમાં ટકી રહ્યું હતું અને પ્રકાશ તો અદ્રશ્ય થઇ ગયો હતો. અદ્રશ્ય થતા સૂર્યને વંદન કરતાં અને પ્રકાશના લય સાથે પોતાના આનંદનો લય પ્રદર્શિત કરતાં પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં. ખેડૂતો ખેતરમાં આખો દહાડો મજુરી કરીને થાકી ગયલા બળદો સાથે પોતપોતાનાં ગામ ભણી જતા જણાતા હતા. આ વખતે **પાટણ**ના રણક્ષેત્રમાંથી નાસેલો રાજા **કરણ** પોતાની પુત્રી **દેવળદેવી** સાથે **બાગલાણ**ના કિલ્લાની નજીક આવી પહોંચ્યો હતો. લાગલાગટ સાત દિવસની મુસાફરીથી અને અલ્પ આહાર તથા અલ્પ નિદ્રાથી તેના શરીરમાં જ્વર ભરાઇ આવ્યો હતો. બાળક **દેવળદેવી** પણ **સમજણી** હોવાથી પિતાના દુઃખની ભાગિયણ થઇ હતી અને પિતાની ચિન્તાએ તેના હૃદયમાં પણ વાસ

કર્યો હતો. એક જ અશ્વ ઉપર પિતા-પુત્રી આરૂઢ થયલાં હોવાથી અશ્વ પણ બિચારો થાકી ગયલો માલમ પડતો હતો. લાંબી મુસાફરીથી કરણ પણ ઘણો કંટાળી ગયો હતો. **બાગલાણમાં** જ વિરામને માટે રોકાઈ જવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

**બાગલાણનો** પ્રદેશ પહાડી હતો. કિલ્લાની આસપાસ નાની-મોટી ટેકરીઓ આવી રહેલી હતી અને કેટલીક મોટી ટેકરીઓ વચ્ચે ઉંડી ખીણો હતી. લીલોતરી અને વૃક્ષ–વનસ્પતિથી જો સૌથી વધારે રમણીય કોઇ પણ ભાગ હોય, તો તે માત્ર **બાગલાણના** કિલ્લાની આસપાસનો જ પ્રદેશ હતો. ટેકરીઓ ઘણી ઉંચી નહિ પણ વિશાળ હતી. કેટલીક નાની નદીઓ અને નિર્મળ જળનાં ઝરણાં આ ડુંગરી પ્રદેશમાં થઇને વહન કરતાં હતાં. ટેકરીઓની ટોચે ઉગેલી આછી વનસ્પતિ **બાગલાણના** ડુંગરી પ્રદેશના સૌન્દર્યમાં કોઇ નવીન પ્રકારને વધારો કરતી હતી. તેમ જ કેટલાંક ઘાડાં જંગલો, ઉંડી ગુફાઓ અને ખીણો, વાંકી-ચુંકી અને અનિયમિત રીતે વહન કરતી સર્પાકાર નદીઓ તેની ભયંકરતામાં પણ તેવો જ વધારો કરતી હતી. સૃષ્ટિ-સૌંદર્યના વિલાસી કવિઓને **બાગલાણનો** પ્રદેશ કવિત્વના એક નિર્ઝરરૂપ હતો, તે વખતના કવિઓ **બાગલાણની** આ સુન્દરતાને ભયના અંકમાં શયન કરનારી લેખતા હતા.

**બાગલાણના** ડુંગરાનો કેટલોક વિભાગ રસાળ અને ખેતીને અનુકૂળ હતો. આવા વિભાગ પર **બાગલાણના** કૃષિકારો અનાજની ખેતી કરતા હતા. ખેતરોના નાના નાના કકડા **બાગલાણના** રમણીય પ્રદેશની સુન્દરતાને ઉત્તેજિત કરતા જણાતા હતા.

આ પહાડી પ્રદેશમાં આશ્રય લેવાનું કરણને વધારે વાજબી મા-

લમ પડયું. કદાચ પુનઃ મુસલમાનો તેની જાત વિરૂદ્ધ હલ્લો કરે તો થોડાં માણસની મદદવડે પણ આ પહાડી પ્રદેશમાં તે પોતાનો બચાવ કરી શકે તેમ હતું. દુશ્મનોના સિપાહીઓની સંખ્યા ગમે તેટલી મોટી હોય, તો પણ કરણ રાજાના થોડા રજપૂતો અને આ પહાડી પ્રદેશના થોડાક ભોમિયાઓ તેમને પરાજિત કરી શકે તેમ હતું. કરણને પોતાની જાત કરતાં દેવળદેવીની બહુ ચિન્તા હતી. જો કે દેવળદેવીનાં લગ્ન હજી કરવામાં આવ્યાં ન હતાં, અને માત્ર સગપણજ કરવામાં આવ્યું હતું, તોપણ કરણે તેને તેના સાસરે પહોંચાડી દેવાનું વધારે ઉચિત માન્યું. કરણની પાસે રહેવા કરતાં તે પોતાને સાસરે નિર્ભયપણામાં રહી શકે તેમ હોવાથી કરણને તેમ કરવું જ ગમ્યું. દેવળદેવીનું સગપણ દક્ષિણમાં આવેલા દેવગઢના રાજા રામદેવના પુત્ર સંકલદેવ સાથે કરવામાં આવેલું હતું. બાગલાણનો કિલ્લો પણ રામદેવના જ તાબામાં હતો. આ કારણથી બાગલાણમાં દેવળદેવીનું સંરક્ષણ સારી રીતે થઇ શકે તે સ્વાભાવિક હતું.

બાગલાણના કિલ્લામાં કરણે એક સાધારણ રજપૂતના રૂપમાં આશ્રય લીધો. પ્રજા તેને કરણ તરીકે ઓળખી શકી નહિ. બાગલાણમાં જઇને રહ્યા પછી કરણે રામદેવ ઉપર એક સંદેશો મોકલાવ્યો અને દેવળદેવીનાં લગ્ન કરી નાંખવાની ઇચ્છા પ્રદર્શિત કરી. રામદેવને સંદેશો પહોંચતાં જ તે પોતાના પુત્ર સંકલદેવની સાથે બાગલાણમાં આવ્યો અને માત્ર થોડી લગ્નક્રિયા વડે દેવળદેવી અને સંકલદેવને દંપતીધર્મમાં જોડવામાં આવ્યાં. રામદેવ નવપરિણીત દમ્પતીને દેવગઢ લેઈ ગયો અને તેઓ સહીસલામત રીતે ત્યાં પહોંચી

ગયાના સમાચાર કરણને મળ્યા એટલે તે પુત્રીની બાબતમાં નિશ્ચિંત થયો.

હવે કરણ બાગલાણમાં નિર્ભયપણે રહી શકયો. પરન્તુ તેને જ્યારે જ્યારે પોતાની કાયરતા સાંભરી આવતી અને રણક્ષેત્રમાંથી નાસી જતી વખતે થયલા વિચારો સ્મરણમાં ઉભરાઇ આવતા, ત્યારે દુઃખ થયા સિવાય રહેતું નહિ. મુસલમાનો પાટણની હિંદુ પ્રજા ઉપર કેવો અનર્થ ગુજારતા હતા, તેના સમાચાર રામદેવના ગુપ્ત ચાર માર્ફતે જ્યારે કરણને મળતા હતા, ત્યારે તેના હૃદયમાં એકાએક ક્ષત્રીય જુસ્સો ઉદ્દીપ્ત થઇ આવતો હતો અને મુસલમાનો ઉપર ક્રોધ ચઢી આવતો હતો. પરન્તુ અત્યારે તે નિરૂપાય હોવાથી પોતાની ક્રોધ-જ્વાળાને તરત શાંત કરવાની તેને જરૂર પડતી હતી.

દેવળદેવીના સંબંધમાં કરણ નિશ્ચિંત થયો હતો, પરંતુ કમળાદેવીના સમાચાર તે મેળવી નહિ શકયો હોવાથી તેના સંબંધની ચિન્તા હવે તેના હૃદયમાં ઉત્પન્ન થઈ હતી. કમળાના સતીત્વની અને તેની દૃઢતાની તેને સંપૂર્ણ ખાત્રી હતી, પરન્તુ જ્યાં સુધી તેને ખબર મળ્યા ન હતા, ત્યાં સુધી તેના હૃદયમાં ચિન્તાનો અગ્નિ પ્રજ્વલિત રહ્યાં જ કરતો હતો. કમળા હજી જીવતી છે કે તેને આત્મઘાત કરવાની જરૂર પડી છે તે હકીકત તો તેને મળી શકી નહિ, પરન્તુ કેટલાક દિવસ વ્યતીત થયા પછી તેણે એક અફવા સાંભળી કે—" કમળાદેવી બાદશાહ અલ્લાઉદ્દીનની બેગમ થઇ ચૂકી છે, અને તેની સૂચનાથી દેવળદેવીને પકડવાને બાદશાહી લશ્કર નીકળી ચૂકયું છે. " કરણે તે વાત માની નહિ.

# પ્રકરણ ૧૪ મું.

---

## દેવળદેવીનું હરણ.



મળાદેવીને હસ્તગત કરીને અલેફખાંએ એક લશ્કરના સખ્ત જાપતા નીચે તેને દિલ્હી તરફ રવાના કરી. ખંભાતને જ્યારે મુસલમાન સિપાહીઓએ લૂટ્યું હતું ત્યારે ત્યાંથી એક ઘણો ખૂબસુરત ખોજો એક વ્યાપારીને ત્યાં જોવામાં આવ્યો હતો. બાદશાહી જનાનામાં રાખવા માટે અલેફખાંએ તેને એક હજાર દીનાર આપીને ખરીદી લીધો હતો. તેનું નામ કાફુર હતું. અલેફખાંએ કમળાદેવીની સાથે કાફુરને પણ દિલ્હી મોકલી દીધો. અલેફખાં હવે ગુજરાતમાં પોતાનાં થાણાં બેસારવાની વ્યવસ્થામાં રોકાયો. પાટણના કબજામાં જે નાનાં નાનાં ગામડાં હતાં અને જ્યાં પાટણના રાજ્યના વહીવટદારો હુકુમત ચલાવતા હતા, તે સઘળાં ગામડાં રાજા કરણનો પરાજય જાહેર થતાં તરત જ તાબે થઈ ગયાં. પાટણના રાજ્ય નીચે બીજાં કેટલાંક ખંડિયાં રાજ્યો હતાં. તેમાંનાં કેટલાંક શાહી હુકુમતને કબજે થઇ ગયાં, જ્યારે કેટલાંક એકત્ર થઇને બાદશાહની સામે થવાની પેરવી કરવા લાગ્યાં. તેમના એકત્ર બળની સામે ન થતાં હાલને માટે જેટલું હાથ લાગ્યું તેટલાથી સંતોષ માનવાનું અલેફખાંએ ઉચિત માન્યું અને બાકીનાં રાજ્યો માટે એક એલાયદી ચઢાઇની જરૂરત વિચારી.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

અલેફખાં અને ફત્તેહખાંના હાથ નીચેનાં લશ્કરો ગુજરાતમાં લૂંટફાટ કરવામાં રોકાયાં હતાં, તેમનો બંદોબસ્ત કરી ગુજરાતનો જે ભાગ હાથ લાગ્યો હતો તેને અલેફખાંએ સુવ્યવસ્થિત કરવા માંડ્યો.

કમળાદેવીને જોઇને બાદશાહ અલ્લાઉદ્દીન લટ્ટુ બની ગયો. તેનો તેજસ્વી ચહેરો, ગૌર વર્ણમય અંગ અને ઘાટીલાં અવયવો જોઇને તેની વિષય-લલુતાએ તેને મુગ્ધ બનાવ્યો. તરત જ કાજીને બોલાવીને તેની સાથે નિકાહ કરી તેને પોતાની માનીતી બેગમ બનાવી. કાફુર પણ ઘણો દેખાવડો હતો, જેથી તેને પણ પોતાની માનીતી નવી બેગમના જનાનામાં એક ખોજા તરીકે રાખ્યો. ત્યારથી કમળાદેવી અને કાફુર બાદશાહના માનીતા થઇ પડ્યા.

થોડાએક દિવસ ચાલ્યા ગયા. બાદશાહ અલ્લાઉદ્દીન કમળાદેવીથી મોહમુગ્ધ બની ગયો. કમળા પણ બાદશાહને પોતાનું રમકડું બનાવી દેવાને ચૂકતી ન હતી. એક દિવસ બાદશાહને ખુશમિજાજમાં જોઇ કમળાએ કહ્યું: " જહાંપનાહ ! મને મારી બેટી દેવળદેવી બહુ સાંભરે છે."

" થોડા દિવસમાં તું તેને પણ ભૂલી જઇશ. બાદશાહ અલ્લાઉદ્દીનની પ્રીતિમાં તને કાંઇ પણ સાંભરશે નહિ, મારી પ્યારી બેગમ ! "

" ખરૂં કહોછો, નામવર, પણ દેવળદેવીનો પણ મારા પર ઘણો જ સ્નેહ છે. તે મારા સિવાય ખાતી–પીતી પણ નહિ હોય. તમે જનાનામાંથી બહાર જાઓછો, કે મને તે સાંભરે છે અને બિલકુલ ગમતું નથી. "

" ત્યારે, હવેથી હું તારી હજુરમાં જ રહીશ. પછી કાંઇ હરકત છે ? ગુલ-ચમનમાં દેવળને તું ભૂલી જશે. "

" તમારાથી મારે બીજું શું વધારે છે? પણ જો દેવળદેવી અહીં આવે તો મારા દિવસો વિશેષ આનંદમાં જાય. મેં સાંભળ્યું છે કે કાફુર દેવગઢ જીતવા જાય છે!"

" હા, આવતી કાલે અહીંથી રવાના થશે."

" જહાંપનાહ! જ્યારે કાફુર દેવગઢ સુધી જાય છે, ત્યારે આ લુંડી પર મહેરબાની કરી મારી દેવળદેવીને પણ આપ તેડાવી લો અને શાહજાદા સાથે નિકાહ કરાવી આપો તો મારી બેટી મારી નજર આગળ રહે. મને તેના વિના ચેન પડતું નથી, તે રોગ દૂર થાય અને ભવિષ્યમાં તે દિલ્હીની પટરાણી પણ થાય."

" બહુ સારૂં, ત્યારે હું કાફુરને સૂચના કરીશ. તેને તે અહીં તેડી લાવશે. પણ તેનો પત્તો કાંઈ છે?"

" જહાંપનાહ! દેવળ તો મારાથી પણ વધારે ખુબસુરત છે, પણ મારા પહેલાના ખાવીંદ કરણે તેનું દેવગઢના રાજા રામદેવના પુત્ર સંકલદેવ સાથે વેવિશાળ કર્યું છે અને યુદ્ધમાં પરાજય થતાં જ તેને થોડા લસ્કર સાથે દેવગઢ તરફ રવાના કરી દીધી છે. જહાંપનાહની ઇચ્છા હશે, તો તે કાંઇ ભારી વાત નથી. હજુ તો તે દેવગઢના રસ્તામાં જ હશે અને જહાંપનાહનું લસ્કર તેનું હરણ કરી શકશે."

દારૂના નિશામાં મસ્ત થયલા અલ્લાઉદ્દીને સત્વર કાફુરને બોલાવ્યો. કાફુર થોડી વારમાં બાદશાહની હજુરમાં કુર્નિસ બજાવી ઉભો રહ્યો. બાદશાહે કહ્યું:–" કાફુર! દેવગઢ જનારૂં લસ્કર તૈયાર છે કે?"

" હા, ખુદાવીંદ! તૈયાર છે. આવતી કાલે સવારમાં જ અહીંથી કૂચ કરવાની છે."

"ત્યારે, સાંભળ. દેવગઢના રસ્તામાં બડી બેગમની બેટી દેવળદેવી થોડાક લશ્કર સાથે જતી તને મળશે. તેને કોઇ પણ તરેહની ઇજા થયા સિવાય પકડી લાવવાનું હું ફરમાન કરું છું."

"જેવી જહાંપનાહની મરજી."

"ગમે તેમ કરીને તેને લાવજે. જો નહિ લાવે તો ગરદન મારીશ. બેગમની મરજી ન સચવાય તેમ થવું ન જોઇએ."

"જરૂર લાવીશ, નામદાર! બેગમસાહેબની મરજી સાચવવાને મારું માથું જતાં સુધી પ્રયત્ન કરીશ."

"બહુ સારું, ત્યારે કાલે કૂચ કરી જવાનું ફરમાન કરું છું."

"હુકમ શિર ચડાવી રજા લઉં છું, જહાંપનાહ!" કાફુર ચાલ્યો ગયો.

કાફુરની દિન-દશા હાલમાં ચડતી હતી. માત્ર થોડા જ દિવસમાં તે ચાલાક બાનુએ બાદશાહની પ્રીતિ જીતી લીધી હતી. બીજા સરદારો અને વજીરોને બાદશાહની કાફુર ઉપરની પ્રીતિએ લજ્જાતુર બનાવી દીધા હતા. આજકાલમાં કાફુર દિલ્હીના આખા અમલદારવર્ગમાં ઇર્ષ્યાનું કારણ થઇ પડ્યો હતો, પરન્તુ કોઇ કાફુરનો એક વાળ પણ વાંકો કરી શકે તેમ ન હતું. કાફુરની મરજી તે શાહની મરજી હોય જ હોય, તેમ લોકમાં બોલાતું હતું. કોઈ ગુન્હેગારને બચાવવો હોય, કે કોઇ નિરપરાધીને મારવો હોય તો તે કામ કાફુરનું જ ગણાતું. બાદશાહ ઉપર તેની સત્તા એટલી બધી જામી ગઇ હતી કે ભાગ્યે જ કોઇક કામ બાદશાહ તેને પૂછયા સિવાય કરતો હશે. કાફુર હજી પણ બાદશાહને વિશેષ પ્રિય થવા ઇચ્છતો હતો અને તેને હિંમત હતી કે એક વાર દિલ્હીના

ગાદીપતિ પણ કેમ ન થઇ શકાય ? આ કારણથી કાંઇ સારું કામ કરી બતાવવાને કાફુર હંમેશાં ઇચ્છા રાખતો હતો. ગુજરાત જીત્યાથી અને કમળાદેવીને મેળવ્યાથી બાદશાહની પોતાના ભાઇ અલેફખાં ઉપરની પ્રીતિ વૃદ્ધિ પામી હતી અને તેથી હાલમાં ગુજરાતની સૂબાગીરી પણ અલેફખાંને જ સોંપવામાં આવી હતી. કાફુરની આંખમાં બાદશાહની પ્રીતિનું અન્ય પાત્ર અલેફખાં એક કંટકરૂપ થઇ પડ્યો હતો, તેથી કોઇ કાવતરું કરીને અલેફખાંની કીર્ત્તિ ઘટાડી નાંખવાની અને બાદશાહની પ્રીતિ તેના પરથી ઓછી થાય, તેમ કરવાની તે ઇચ્છા રાખતો હતો. દેવળદેવીને પકડી લાવવાનું કામ પોતાને સોંપાયાથી કાફુર બહુ ખુશી થયો હતો, કારણકે જેવી રીતે અલેફખાંએ બાદશાહને કમળાદેવી લાવી આપીને તેની પ્રીતિ જીતી લીધી હતી તેમ પોતે દેવળદેવી લાવી આપીને બાદશાહ અને શાહજાદા બન્નેની પ્રીતિ મેળવવા ઇચ્છતો હતો.

બાદશાહના ફરમાનથી કાફુર મજલ દરમજલ કૂચ કરતો દેવગઢના રસ્તા પર આવેલા એક ઘીચ જંગલમાં આવી પહોંચ્યો. જંગલને બીજે છેડે રજપૂતોના એક નાના લશ્કરને પડાવ નાંખેલું તેણે જોયું. કાફુરને તપાસ કરતાં માલમ પડયું કે જે દેવળદેવીને પકડવાને માટે બાદશાહે તેને ફરમાવ્યું હતું તે દેવળદેવી જ એક નાના લશ્કર સાથે પોતાને સાસરે દેવગઢ તરફ જાય છે. ચાલતા આવેલા રીવાજ પ્રમાણે કાફુરે દેવળદેવીની માગણી કરાવી પણ લશ્કરના સરદારે તે માન્ય રાખી નહિ અને યુદ્ધ પ્રારંભાયું. રજપૂતો થોડા હતા અને તે કાફુરના મોટા લશ્કરને કદિ પ્હોંચી વળે તેમ ન હતું, તથાપિ તેઓ એક ટેકથી અંત સુધી લડ્યા પરન્તુ છેલ્લે માર્યા ગયા. ગણ્યા–ગાંઠ્યા રજપૂતો ઘાયલ સ્થિતિમાં બાકી

રહ્યા, તેઓ કાફુરને તાબે થઇ ગયા અને દેવળદેવી કાફુરના કબજામાં આવી. તેણે તેને મર્યાદા સહિત પોતાની સાથે રાખી. દેવળદેવી તરતમાં અને થોડી મહેનતે પકડાયાના સમાચાર તેણે બાદશાહને મોકલ્યા. પોતાની બેટીને સત્વર મળવાને આતુર થયલી કમળાદેવીએ કાફુરને દેવગઢ નહિ મોકલતાં દેવળદેવી સહિત ત્યાંથી જ પાછા વળવાનો હુકમ કરવાને બાદશાહને આજીજી કરી. બાદશાહે કાફુર ઉપર એક જરૂરી પેગામ મોકલ્યો અને તેમાં જણાવ્યું કે, "તમારે દેવળદેવી સહિત દિલ્હી ભણી પાછા વળવું અને પાટણના સૂબા અલેફખાંને દેવગઢ જીતવા માટે જવાનું બાદશાહ તરફથી તમારે ફરમાન મોકલવું." કાફુરની ઇચ્છા એવી હતી કે જો દેવગઢ જીતાયું હોત તો બાદશાહને વધારે પ્રિય થઇ શકાત, પરન્તુ શાહી ફરમાનને અનુસરીને તે પોતાની તે ઇચ્છા પૂરી કરી શક્યો નહિ. દેવગઢ તરફ કૂચ કરી જવાનો શાહી હુકમ અલેફખાંને પહોંચાડ્યો. કાફુર તેટલેથી દિલ્હી ભણી દેવળદેવી સહિત પાછો ફર્યો.

દેવળદેવીની ઉગતી તરૂણાવસ્થામાં વિકાસ પામતું સ્વરૂપ અને નિર્દોષ તેજસ્વી ચ્હેરો જોઇને બાદશાહ ખુશ થઇ ગયો. કમળાદેવીની ઇચ્છાનુસાર તેણે શાહજાદા ખીજરખાં સાથે તેના નિકાહ કરાવી આપ્યા. ખીજરખાં પણ દેવળદેવી જેવી સ્વરૂપવતી છોકરીને પોતાની બેગમ તરીકે સ્વીકારી આનંદિત થયો. કાફુર ત્યારથી શાહજાદા ખીજરખાંને પ્રિય થઇ પડ્યો અને તેનો દોસ્ત થઇ રહ્યો.



# પ્રકરણ ૧૫ મું.

## ભેદ.

Geographers on pathless downs
Place elephants instead of towns.

**Mat Prior.**



કમળા! ગુજરાતના રાજા કરણની પટરાણી! તું બાદશાહની હુરમ બની? દિલ્હીના બાદશાહ **અલ્લા-ઉદ્દીનની** બેગમ બની? તું તારા ધર્મથી, કર્મથી, પાતિવ્રત્યથી ભ્રષ્ટ થઇ? ક્યાં ગઇ તારી પવિત્રતા? ક્યાં ગયા તારા શબ્દો? ક્યાં ગઇ તારી જીવન માટેની નિસ્પૃહા? ક્યાં ગયું તારૂં યવનોને ન અડકવાનું અને આત્મઘાત કરવાનું વચન? માત્ર વૈભવની ખાતર તેં **અલ્લાઉદ્દીનનો મહેલ** સ્વીકાર્યો? માત્ર વૈભવની ખાતર જંગલોમાં રખડતા કરણ રાજાની તેં દરકાર ન કરી? કમળા! તને આ શું સુઝ્યું? તારૂં ક્ષત્રિયાણીપણું ક્યાં ગયું? શું રજપૂતાણીઓમાંથી શૌર્ય ગયું? સતીત્વ ગયું? ભ્રષ્ટતા પ્રવેશી? શું મોટા મોટા રાજાની રાણીઓ પણ પતિને ત્યજીને બીજાના ઘરમાં જઇ બેસતાં શિખી? કેવું કલંક? ગુજરાતની આર્ય-રજપૂત પ્રજા ઉપર આ કેવું કલંક? ગુજરાતના રાજાની પટરાણી એક યવન બાદશાહનો મહેલ શણગારે તે શું ગુજરાતને એક નાનો-સૂનો

શાપ છે? કદાચ કોઇ માને કે કમળાદેવી સપડાઇ ગઇ અને તેથી તેને મુસલમાન થવું પડ્યું, પરન્તુ તે સમયે માત્ર પોતાના પાતિવ્રત્યની ખાતર તેણે પોતાનો જીવ કેમ કાઢી ન નાંખ્યો? કેમ તે પોતાની જિહ્વા કરડીને મરી ન ગઇ અને ગુજરાતની પવિત્રતાને હંમેશને માટે કલંકિત કરતી ગઇ? એક ખરી ક્ષત્રિયાણી ગુજરાતના રજપૂત રાજાઓને કલંકિત કરી ગઇ તેમ સાંભળી ગુજરાતની પવિત્ર પ્રજા તને શું શાપ નહિ આપે? કદિ ન બેસે તેવો અધમતમ દાખલો તેં બેસાડ્યો કે જે ભવિષ્યની પ્રજા માનતાં અચકાશે, તે શું ગુજરાતને થોડું શરમાવા જેવું છે? તું કેવી દુષ્ટા? તારી બાળક પુત્રી દેવળદેવીને પણ તેં એક મુસલમાન શાહજાદાની ઓરત બનાવી! તેં તેનું હરણ કરાવ્યું અને તેને ભ્રષ્ટ કરી! કેવી નીચતા? ગુજરાતીઓ! એ દુષ્ટ કમળાદેવી તમારા ઇતિહાસ ઉપર એક કાળો ડાઘ મેલી ગઇ છે. તે એક રજપૂતાણી ન હતી પરન્તુ એક રાક્ષસી હતી. તેણે પવિત્ર રજપૂત સંસાર ઉપર પાણી ફેરવ્યું છે અને ગુજરાતની ભૂમિને અપવિત્ર કરી છે! તેને ધિક્કાર આપો! ફિટકાર આપો અને તમારી પવિત્રતાનું કલંકિત સ્વરૂપમાં દર્શન કરાવનારને શાપ આપો!!!

* * * * *

પણ સબુર! શાપ આપતા ના! સાહસ કરતા ના! નવલકથાનો ભેદ સમજ્યા બાદ ઇચ્છાનુસાર કરજો. તે કમળાદેવી શાપને પાત્ર નથી કારણકે તે નિર્દોષ છે. તમે જે અધમાચરણ પવિત્ર કમળાદેવીએ કર્યું માનો છો તેની આડો ભેદનો પડદો આવી રહેલો છે. તે

પડદો જરા દૂર ખસેડો એટલે સત્યની રંગભૂમિ તમારી નજર સામે આવીને ઉભી રહેશે.

વાચક ! આટલે સુધી તું ભેદમાં ને ભેદમાં જ પસાર થયો છે. તારા ગુંચવાડાનો પાર રહ્યો નહિ હોય. નવલકથાની નાયિકા '**પ્ર**મોદા' સાથે તું હજી એકથી વધારે વાર સમાગમમાં આવ્યો નથી. દિલારામ સાથે પણ તને માત્ર ક્ષણિક સમાગમ થયો છે. જે નાયિકા ઉપર આખી નવલકથા અવલમ્બીને રહેલી છે તેની સાથે માત્ર ક્ષણનો જ સમાગમ થયો હોય તેમ બનવું સંભવિત નથી. વસ્તુતઃ સમાગમ લાંબો થયો છે, પરન્તુ તે સઘળો ભેદમાં જ પસાર થયો હોવાથી વાચકની દૃષ્ટિથી અળગો જ રહેવા પામ્યો છે.

જે રાત્રિએ કમળાદેવીએ **મા**ધવનું ખૂન કર્યું તે જ રાત્રિએ કમળાદેવીને અલેપખાં પાટણથી દૂર આવેલા એક ગામડામાં **મા**ના પટેલના ઘેરથી પકડી હતી, તે કેમ બની શકે ? એક સ્થળે જણાવવામાં આવ્યું કે દેવળદેવીનાં સંકલદેવ સાથે લગ્ન થયાં અને તે સહીસલામત રીતે દેવગઢ પહોંચી ગઇ, જ્યારે બીજે જ સ્થળે તેના ઉપર કાફૂરે હલ્લો કરી તેને પકડી અને ખીજરખાંની હુરમ બનાવી તેમ જણાવવામાં આવ્યું છે, તે પણ કેમ બની શકે ? પરન્તુ તેમ બન્યું હતું. તે બનાવમાં શું રહસ્ય સમાયલું હતું તેનો ખુલાસો આ સ્થળે કરવાની જરૂર છે.

જ્યારે કરણ રાજા રણ-ગમન કરવાને તૈયાર થયો અને કમળાદેવીને અનેક અમંગલ શંકાઓ થવા લાગી ત્યારે આપણે **પ્ર**મોદા નામની એક નવીન યુવતીની પીછાણમાં આવ્યા છીએ. તે જ **પ્ર**મોદા આ નવલકથાની નાયિકા છે. તે **પ્ર**મોદા કોણ હતી અને તેણે કમળાદેવીને ગૃ-

દાર્થમય શબ્દોમાં જે આશ્વાસન આપ્યું હતું તેનો ભાવાર્થ શું હતો, તે આપણે પ્રથમ તપાસીએ.

કથાના પહેલા જ પ્રકરણમાં આત્મઘાત કરનાર દિલારામને અને તેની પુત્રી ગૌહરને આપણે જોઈ ત્યારબાદ તેની સાથે આપણે બિલકુલ સમાગમમાં આવ્યા નથી. દિલારામને જે ઘોડેસ્વાર યુવકે બચાવી હતી તે યુવક રાજા કરણ પોતે જ હતો. કરણે દિલારામ ઉપર પડેલી સઘળી આપત્તિનું વર્ણન પટ્ટરાણી કમળાદેવીને કહી સંભળાવ્યું અને તે સાંભળતાં દિલારામ અને તેની બાળક પુત્રી ગૌહર ઉપર તેને દયા ઉપજી. તેનું હૃદય ભરાઈ આવ્યું અને તેણે તેને ધીરજ આપી પોતાની પાસે રાખી. જો કે તે એક મુસલમાન યુવતી હતી અને તેનું નામ દિલારામ તથા તેની પુત્રીનું નામ ગૌહર હતું, તો પણ કમળાદેવી તેને પોતાની સહોદરા ભગિની તુલ્ય ગણીને રાખવા લાગી. દિલારામ અને ગૌહર જેવાં ઉર્દુ નામો કમળાને ગમ્યાં નહિ તેમ જ એક રજપૂત રાજાના રાજમહેલમાં તેવાં ઉર્દુ નામોથી તેમને બોલાવવામાં આવે તે ઠીક જણાયું નહિ; તેથી કમળાએ તે ઉર્દુ નામો ફેરવીને તેના ભાવાર્થને લગતાં જ ગુજરાતી નામો પાડયાં. દિલારામનો અર્થ 'દિલને આરામ આપનાર' એવો થતો હતો તેથી દિલારામને પ્રમોદા નામ આપ્યું. 'પ્રમોદા' શબ્દ કમળાને વધારે પ્રિય થઈ પડયો, તેમ જ તેનો અર્થ પણ 'આનંદા' એવો થતો હતો તેથી તે નામ સૌને પસંદ પડયું. ગૌહરને સૌ કોઈ '**લાલાં**' કહેવા લાગ્યા. ત્યારથી દિલારામ અને ગૌહર અનુક્રમે પ્રમોદા અને લાલાંનાં નામથી કરણના રાજમહેલમાં ઓળખવા લાગી હતી. કમળાદેવીના સ્નેહ નીચે રહીને પ્રમોદા પોતાનું સઘળું દુઃખ

ભૂલી ગઈ. અલ્લાઉદ્દીને પોતાના ખાવીંદ ઉપર જે જુલ્મ ગુજાર્યો હતો, તેના કીનાની આગ પ્રમોદાના હૃદયમાં કેટલીક વાર ભડકી ઉઠતી હતી પરન્તુ કમળાદેવીનો સ્નેહ તેને પાટણથી દૂર થવા દેતો ન હતો.

જ્યારે અલ્લાઉદ્દીનના લશ્કરે આવી પાટણ ઉપર ઘેરો ઘાલ્યો, ત્યારે તે કીનાની આગ પ્રમોદાના હૃદયમાં પુનઃ પ્રજ્વલિત થઈ. જ્યારે કરણ રણક્ષેત્રમાં જવાને તૈયાર થયો ત્યારે તેણે કમળાને જે આશ્વાસન આપ્યું હતું તે એવા સંકેતથી કે કમળાદેવીને બદલે પ્રમોદા પોતે જ કમળા બની જાય કે જેથી કમળાદેવીનું પાતિવ્રત્ય સચવાય અને અલ્લાઉદ્દીન તરફથી તેને કાંઈ પણ અડચણ થાય નહિ. કમળાદેવીએ પહેલાં તો બળી મરવાનો નિશ્ચય કર્યો હતો અને મહેલને આગ લગાડી મૂકી હતી પરન્તુ પાછળથી માધવે ગુજરાતને પરતંત્રતામાં સપડાવવાનું અને પાટણનું રાજ્ય મુસલમાનોને હસ્તગત કરાવવાનું કુકૃત્ય કર્યું હતું, તેનો બદલો તેને આપવાની ખાતર તે મહેલમાંથી બચીને ધુમાડાના રાજમહેલ નજીક રહેતા રામજી નામના એક ખવાસના ઘરમાં જઈ રહી હતી. રામજી પહેલાં માધવનો નોકર હતો પરન્તુ માધવ પાટણ છોડીને ગયા પછી તે કરણ રાજાનો એક નિમકહલાલ નોકર બનીને રહ્યો હતો.

અગાઉથી કરી રાખેલા સંકેત મુજબ પ્રમોદાને કરણની પટ્ટરાણી જેવાં વસ્ત્રો અને અલંકારોથી અલંકૃત કરીને પાટણથી દૂરના એક ગામડામાં મોકલવામાં આવી હતી અને માના પટેલને ઘેર કમળાદેવીના નામથી જે સ્ત્રીએ આશ્રય લીધો હતો તે પ્રમોદા પોતે જ હતી, જેથી ખરી કમળાદેવીને બદલે પ્રમોદાને જ કબજે કરીને અલેફખાંએ

તેને દિલ્હી મોકલી હતી. બાદશાહની બેગમ બનનાર પણ કમળાદેવીના નામમાં ખરી પ્રમોદા જ હતી.

દેવળદેવીને રાજા કરણની સાથે પુરૂષનાં વેશમાં રણક્ષેત્રમાં મોકલવામાં આવી હતી અને જ્યારે રજપૂત લશ્કર પરાજય પામતું જતું હતું ત્યારે અગમચેતી રાખીને લાલાંને દેવળદેવીના પર દાદમાદથી દેવગઢ તરફ એક નાના લશ્કર સાથે રવાના કરવામાં આવી હતી. દેવળદેવી જો કરણ સાથે નાસી જાય તો તેને કોઇ પણ સ્થળે ગુપ્ત રાખવી અગર રાજા કરણ પાસે મોકલી દેવી અને લાલાંને જ ખરી દેવળદેવી તરીકે ઓળખાવવી, તેવો સંકેત કમળાદેવી અને પ્રમોદાએ આગાઉથી કરી રાખ્યો હતો કે જે પ્રમાણે પાછળથી વર્તન કરવામાં આવ્યું હતું. લાલાંના સંરક્ષણાર્થે ગયલું રજપૂત લશ્કર તેને દેવળદેવી જ માનતું હતું અને તેથી તે કાફુરના લશ્કર સાથે પ્રાણાન્ત સુધી લડયું હતું. પ્રમોદાએ અગાઉથી નિશ્ચય કરી રાખ્યો હતો કે પોતે ખરી કમળાદેવીના નામથી બહાર પડવું અને દિલ્હી પહોંચ્યા બાદ લાલાંને દેવળદેવી તરીકે ઓળખાવીને દિલ્હી બોલાવી લેવી. આ સઘળો સંકેત લાલાંને પણ સમજાવવામાં આવ્યો હતો અને તેથી બાદશાહના લશ્કરની રાહ જોતી તે ધીમે ધીમે દેવગઢ તરફ જતી હતી. માર્ગમાં ઘણો વિલંબ થવાથી લાલાં દેવગઢથી ઘણી દૂર હતી ત્યારે કાફુરે તેનું હરણ કર્યું હતું. પ્રમોદા અને લાલાં બન્ને ઘણી ખૂબસુરત હતી તેથી અલ્લાઉદ્દીનને તેઓ રાજપુત્રીઓ હોવાની બાબતવિષે જરા પણ શંકા પડી નહિ અને બન્ને જણીઓ અલ્લાઉદ્દીનના રાજ્યમાં માનીતી થઇ પડી. પ્રમોદા દિલ્હીના બાદશાહની બેગમ થશે અને લાલાં દિલ્હીના શાહજાદાની

આગમ થશે તેવું જે ભાવિષ્ય એક ભવિષ્યવેત્તાએ કહ્યું હતું તે તે વખતે ખરૂં પડયું !

આ ભેદ ખુલ્લો થયા પછી વાચકો સમજી શકયા હશે કે જેને અલફખાંએ કમળાદેવી જાણીને પકડી હતી અને જેને કાફુરે દેવળદેવી જાણીને પકડી હતી તે ખરી કમળાદેવી અને ખરી દેવળદેવી નહિ પણ કમળાદેવી અને દેવળદેવીના રૂપમાં પ્રમોદા અને લાલાંજ હતી. કમળાદેવીએ પોતાનું પાતિવ્રત્ય ન સાચવ્યું અને રજપૂત કુળને કલંકિત કર્યું એવો દોષ ગુજરાતની પ્રજાએ કમળાદેવી ઉપર મૂકયો, પરન્તુ તે દોષ સાચો ન હતો. કમળાદેવીએ-એક ખરી ક્ષત્રિયાણીએ વૈભવની ખાતર એક યવન બાદશાહનો રાજમહેલ પસંદ કર્યો, એમ જાણી આ કથાના વાચકોને પણ ત્રાસ ઉત્પન્ન થયો હશે, કિન્તુ આ ભેદ જાણ્યા પછી તેઓ ઉલટા વધારે હર્ષિત થશે. એક ખરી ક્ષત્રિયાણી આત્મઘાત કરવાનું વધારે પસંદ કરે, કિન્તુ સહીસલામત રીતે મ્લેચ્છ બાદશાહના મહેલમાં જઇને રહે, ગમે તેટલો વખત ચાલ્યો જાય છતાં પણ પોતાનું આંતર દુઃખ તે વિસરી જાય, પોતાના પ્રિય પતિને તે ભૂલી જાય અને પોતે ભ્રષ્ટ થયાથી સંતુષ્ટ નહિ થતાં પુત્રીને પણ ભ્રષ્ટ કરવા ઇચ્છે તે એક તદ્દન નહિ માનવાજોગ બીના વાચકો માને તો તે સ્વાભાવિક છે. ગુજરાતીઓ! જો તમે કમળાદેવીને અપવિત્ર માનીને એક ક્ષત્રીય સંસારને કલંકિત કરનાર તરીકે તેને શાપ આપતા હો, તો તેમ કરતા અટકજો અને માનજો કે એક ક્ષત્રિયાણી પોતાના સ્વામીની દરકાર ન કરતાં ગમે તેવાં બાદશાહી સુખો ભોગવે તે તદ્દન નહિ માનવાજોગ બીના હોવી જોઇએ !

---

# પ્રકરણ ૧૬ મું.

## આનંદ : ક્રોધ : ઉન્માદ.



પુત્રી દેવળદેવીને તેને સાસરે વળાવ્યાથી કરણ નિશ્ચિંત થયો હતો, પરન્તુ તેના જવાથી કરણનું હૃદય વિશેષ જડ થતું જતું હતું. પુત્રી ઉપરના વાત્સલ્યથી અત્યારસુધી કરણના હૃદયમાં જે કોમળતા હતી અને બાળક પુત્રીના સંસર્ગથી—સમાગમથી તેને જે આનંદ પડતો હતો, તે સઘળું એકી સાથે નષ્ટ થવાથી તેને ચેન પડતું ન હતું. દેવળદેવીના જે બાળક અને ભયસૂચક શબ્દોથી કરણને રણક્ષેત્રમાંથી પલાયન કરી જવાની જરૂર પડી હતી, તે શબ્દો તેની સ્મૃતિમાં વારંવાર ઉભરાઇ આવવા લાગ્યા. હવે દેવળદેવીનું સ્મરણ તેને પુનઃ પુનઃ થવા લાગ્યું અને આખો દિવસ એકલા બેસી રહેવાથી હૃદયમાં વ્યાકૂળતા પ્રવેશી. દેવળદેવીના મધુર અને બાળક શબ્દોથી કરણને આનંદ થતો અને તેની સાથે નિર્દોષ વાતચિતમાં દિવસો ચાલ્યા જતા હતા, પરન્તુ હવે તેનો તે આનંદ નષ્ટ થયો અને પૂર્વ સ્થિતિનું સ્મરણ મગજમાં ઉભરાઇ આવવા લાગ્યું. દેવળદેવી વિના દિવસો ગાળવા તે તેને હવે એક વિકટ કાર્ય થઈ પડયું. આખો દિવસ કાર્યશૂન્ય બેસી રહેવાથી જૂદી જૂદી વિચાર-શ્રેણીઓ હૃદયમાં ઉદ્‌ભૂત થવા લાગી.

એકલાં બેસી રહેવું અને દુઃખના વિચારો કર્યા કરવા, તે હૃદયની કેવી ભયંકર સ્થિતિ છે? કરણ પણ અત્યારે તેવી જ સ્થિતિનો

ભોગ થઇ પડયો હતો. માત્ર બે મરાઠા નોકરો કામકાજ કરવા માટે રામદેવ તરફથી રાખવામાં આવ્યા હતા, તેઓ કરણની સઘળા પ્રકારની સગવડ સાચવતા હતા. હૃદયનું દુઃખ કહેવાનું અને વાતચિતમાં વખત ગાળવાનું કોઇ પણ પાત્ર કરણની પાસે અત્યારે ન હતું. જ્યારે દેવળદેવી પોતાની પાસે હતી, ત્યારે કરણને પોતે એકલા હોવાનું દુઃખ જરા પણ જણાયું ન હતું, પરન્તુ અત્યારે તેને પોતાનું સ્થાન નિર્જન જંગલ જેવું શૂન્ય ભાસવા લાગ્યું. દેવળદેવી પ્રત્યેનું વાત્સલ્ય હૃદયમાં ઉભરાવા લાગ્યું અને તેના વિના એક ક્ષણ પણ વ્યતીત કરવી તે ઘણું મુસ્કેલ થઇ પડયું.

એકાકિની સ્થિતિમાં કેટલાક દિવસો ચાલ્યા ગયા પણ કરણના હૃદયને ચેન પડયું નહિ. પુત્રી દેવળદેવીનું દર્શન કરવાની તેની આતુરતા વધવા લાગી. ‘તેને પિતાનું દુઃખ સાંભરતું હશે કે નહિ?’ ‘તે મને સંભારતી હશે કે નહિ?’ ‘મારી ભયંકર સ્થિતિનું જ્ઞાન તેને હશે શું?’ તેવા તેવા એક વિરહરોગીને થાય તેવા વિચારોએ પુત્રીને મળવાની તેની આતુરતામાં વધારો કર્યો.

“ તે બિચારી અત્યારે મારાથી કેટલે દૂર બેઠી છે? મને તેના વિના ગમતું નથી, તેમ તેને મારા સિવાય કે મારી કમળા સિવાય ગમતું હશે? અત્યારે તે મારી પાસે હોય, મારી સાથે બાલીશ વાતચિત્ત કરતી હોય, તો મને કેવો આનંદ થાય?”

ગમે તેવી મુસ્કેલીનું જોખમ વેઠીને પણ દેવળદેવીને પોતાની પાસે બોલાવવાનો કરણે નિશ્ચય કર્યો. તેને ખબર મળ્યા હતા કે દેવળદેવીને પકડવાને બાદશાહી લશ્કરની નીકળી ચૂકયું છે, ( કૃત્રિમ દેવળ-

દેવી પકડાઇ ગઇ છે, તે ખબર હજી સુધી તેને મળ્યા ન હતા) તો પણ પુત્રી દેવળદેવીને મળવાની તેની ઉત્કંઠાને લીધે તેને તેવું જોખમ વેઠવું જ ગમ્યું. તરત જ તેણે રામદેવ ઉપર એક પત્ર લખ્યો. તેમાં તેણે પોતાના હૃદયની ભયંકર સ્થિતિનું યથાસ્થિત ચિત્ર આલેખ્યું, અને દેવળદેવીને મળવાને પોતે ઘણી આતુરતા ધરાવે છે તેવો ભાવ પ્રદર્શિત કર્યો. દેવળદેવીને દેવગઢના કિલ્લા બ્હાર કાઢવી તે રામદેવને ઘણું જોખમભર્યું અને ભયંકર માલમ પડ્યું, તો પણ કરણે પોતાના પત્રમાં દર્શાવેલ અત્યાગ્રહ અને તે હૃદયની સ્થિતિની ભયંકરતાથી પ્રેરાઇને તેણે દેવળદેવીને બાગલાણ મોકલવાનો નિશ્ચય કર્યો. પોતાના પિતાના દુઃખજનક સમાચાર સાંભળીને દેવળદેવી પણ પિતાને મળવાને ઉત્સુક થઇ રહી. રામદેવે પૂરેપૂરા બંદોબસ્ત નીચે દેવળદેવીને એક ગુપ્ત માર્ગદ્વારા બાગલાણ મોકલાવી દીધી.

પુત્રીને મળવાથી કરણને ઘણો હર્ષ થયો. પુત્રી-વાત્સલ્ય તેના હૃદયમાં ઉભરાવા લાગ્યું. દેવળદેવી પિતાને ભેટીને હર્ષથી રોઇ પડી.

પરન્તુ આ આનંદ એક જ ક્ષણમાં નષ્ટ થઇ ગયો. રામદેવનો ગુપ્ત ચાર એકાએક કરણ પાસે આવીને ઉભો. પિતા પુત્રીના આનંદનો ભંગ કરવાને જ વિધિએ તેને મોકલ્યો હોય તેમ તેણે સમાચાર આપ્યા કે— "મહારાજ! રાજમહેલને આગ લગાડીને કમળાદેવી ગુપ્ત રીતે બહાર નીકળી ગયાં હતાં અને તેથી પાટણ પાસેના એક ગામડામાંથી અલેફખાંના હાથથી પકડાયાં હતાં. તે ગામના લોક પણ એ વાતની સાક્ષી પૂરે છે. એટલે સુધી ખબર મળ્યા છે કે હાલ તેઓ દિલ્હીના બાદ

શાહના મહેલમાં બિરાજે છે. માધવનું કોઇએ ખૂન કર્યું છે, તેથી ગુજરાતની સૂબાગીરી અલેફખાંને સોંપાઇ છે.”

કમળાને લગતા ઉપરના ખબર જ્યારે કરણને પહેલવહેલા મળ્યા ત્યારે તેણે તેને માત્ર એક અફવા જ માની હતી. પવિત્ર કમળા કદિ ભ્રષ્ટ થાય જ નહિ, તે વાતની તેને ખાત્રી હતી, તેથી એ ખબર તેણે ખરી માની નહિ; પરન્તુ આ સત્તાવાર ખબરે તેના હૃદય ઉપર એક સખ્ત આઘાત કર્યો. કમળાની પવિત્રતાને લગતી કરણની સઘળી માન્યતા પાણીમાં બોળાઇ ગઇ. આ ભયંકર ખબર સાંભળતાં જ તે મૂર્ચ્છિત થઇને ભોંયપર પડી ગયો. દેવળદેવી પિતાના હૃદયની આવી ભયંકર સ્થિતિ જોઇને ગાભરી બની ગઇ. પોતાની માતાના, હૃદયને કમ્પિત કરે તેવા ખબરે એ બાળક પુત્રીને પણ આશ્ચર્યચકિત કરી નાંખી. કરણને મૂર્ચ્છિત સ્થિતિમાં જોતાં જ તે બૂમ પાડી ઉઠી અને નોકરો દોડી આવ્યા. દેવળદેવી ગભરાઇને રોવા લાગી અને નોકરો કરણના મ્હોં ઉપર શીતળ જળનો છંટકાવ કરવા લાગ્યા.

એકાદ ઘડી સુધી કરણની મૂર્ચ્છા વળી નહિ અને સઘળા ઉપચારો નકામા થઇ પડ્યા. દેવળદેવી વધારે ને વધારે રોવા લાગી. “બ્હેન! રૂઓછો શાને? માત્ર મૂર્ચ્છા છે, હમણાં વળી જશે” એમ કહી નોકરો તેને આશ્વાસન આપવા લાગ્યા. દેવળદેવી “પિતાજી! પિતાજી!” કરી વધારે રડવા લાગી અને એક ભયંકર દેખાવ થઇ રહ્યો.

થોડોએક વખત ગયો એટલે મૂર્ચ્છા વળી. દેવળદેવી રડતી બંધ થઇ. નોકરો હર્ષિત થયા. કરણ ઉઠ્યો. તેની આંખો જેમ ભર નિદ્રામાંથી જાગી ઉઠ્યો હોય તેમ, લાલચોળ થઇ ગઇ હતી.

આંખોમાંથી ક્રોધનો અગ્નિ વરસતો હોય, તેવું વિકરાળ સ્વરૂપ તેની આંખોએ ધારણ કર્યું હતું. કમળાદેવીનું સતીત્વ પલકમાં પક્ષીવેગે ઉડી જતું હોય, તેવો દેખાવ તેની આંખ સામે તરવરવા લાગ્યો. રણગમન કરતી વખતના કમળાના શબ્દોનું તેને સ્મરણ થઇ આવ્યું અને એ શબ્દોને નહિ પાળનાર કમળા ઉપર તેને ઉગ્ર ક્રોધ ચઢી આવ્યો. સ્ત્રીઓ હ્રદયની શુદ્ધ હોતીજ નથી તેવી તેની ખાત્રી થવા લાગી. થોડી વારમાં કમળાદેવી એક પટ્ટરાણીના સ્વરૂપમાં કરણની ચક્ષુ સમીપે આવીને ઉભી અને તેને કરણ ધિક્કાર આપવા જતો હતો, તેટલામાં તે મૂર્ત્તિ અદ્રશ્ય થઇ ગઇ અને દિલ્હીના બાદશાહની બેગમના પોશાકમાં તે સજ્જ થયલી દ્રષ્ટિએ પડી. તે અપવિત્ર સ્ત્રીનાં દર્શન પણ ન કરવાં તેવા હેતુથી કરણ આંખો મીંચી ગયો, પરન્તુ તેટલામાં તે પોતાની ક્રોધ-સ્વપ્નની ભ્રમણાથી મુક્ત થયો અને તેનું હ્રદય આ ગમ પેદા કરનારા ખબરથી વલોવાઇ જવા લાગ્યું.

"શું એ દુષ્ટા દિલ્હીના મ્લેચ્છ બાદશાહના ઘરમાં જઈ બેઠી? શું એ રંડા છેવટે એક કુલટાજ નીવડી? જ્યારે હું રણક્ષેત્રમાં જવાને તૈયાર થયો, ત્યારે તે મને કેવા કેવા શબ્દો કહેતી હતી? પોતાની પવિત્રતાની કેટલી બધી ખાત્રી આપતી હતી? 'મારા પાતિવ્રત્ય અર્થેજ મારૂં જીવન છે' એમ કહી મને કેવી ઠગતી હતી? એજ દુષ્ટા અત્યારે તે જ યવનના મહેલમાં જઈને વૈભવ ભોગવવા લાગી છે! હાય! હાય! હું તેને કેવી પવિત્ર માનતો હતો અને છેલ્લે જતાં મેં તેને કેવા શબ્દો કહ્યા હતા? પણ એ કઠોર હ્રદયની કુલટાને તેની કાંઇપણ અસર ન થઇ! તેના મીષ્ટ શબ્દોએ મને ઠગ્યો! પૂરો ઠગ્યો! **અનૂર્ત**

## પ્રમોદા યાને દિલેર દિલારામ.

**साहसं माया मूर्खत्वमतिलोभता । अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषास्स्वभावजाः ॥**એ અક્ષરશઃ સત્ય છે. કમળા—એ દુષ્ટ રંડા—હવે તો તેનું નામ પણ મારા મુખમાં ન હોવું જોઇએ—ખરેખર જૂઠું બોલી પોતાનું પાતિવ્રત્ય બતાવવાનો ઢોંગ તેણે મારી પાસે કર્યો, મને માયા બતાવી, વૈભવ ભોગવવાનો લોભ તેના હૃદયમાં આવી વસ્યો, તેનું હૃદય ભ્રષ્ટતાથી મલીન થયું, મારા પ્રત્યે—તેના પ્રેમાળ પતિ પ્રત્યે તેણે નિર્દયતા વાપરી!! અહાહા! તેનામાં કેટલા દોષ? માત્ર એક જ કુકર્મે તેના કેટલા દોષ ઉપર પ્રકાશ પાડયો? ખરૂં છે, સ્ત્રીજાતિ ઉપર વિશ્વાસ ન રાખવાનું રાજા ભર્તૃહરિનું કહેવું અક્ષરશઃ ખરૂં છે. એ રંડાને જો મેં રણમાં જતી વખતે જ કતલ કરી નાંખી હોત, તો આ ક્ષત્રીય કુળને બટ્ટો લગાડનાર વખત આવી પહોંચત શું?"

"પણ, પિતાજી! એ ખબર ખોટા જ હોવા જોઇએ. મારી માતુશ્રી કદિ યવનોને હાથ જીવતાં પકડાય નહિ."

"ચૂપ રહે, મૂર્ખ છોકરી! તારી દુષ્ટ માનો પક્ષ ખેંચે છે શું? એ કુલટાને પેટે અવતરીને તું પણ તેવી જ બની ગઈ છે કે શું? મૂંગી મર! મને સ્ત્રીજાતિ પર વિશ્વાસ જ નથી! તું પણ તારી માના સરખી કુટીલ છે!"

"પિતાજી! તમે આ શું કહોછો? શું મારા પર પણ તમને વિશ્વાસ નથી?! મારી મા ગમે તેવી નીવડી હોય, પણ તેમાં મને શું?" પોતાના ઉપર પિતાને ક્રુદ્ધ થએલ જોઇને દેવળદેવી રડવા લાગી. કરણે તેના ભણી દૃષ્ટિ પણ કરી નહિ. પોતાની ક્રોધભ્રમણામાં તે નિમગ્ન જ રહ્યો.

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

" સઘળું સરખું જ ! મારી સ્ત્રી–પ્રેમી સ્ત્રી–સઘળી રાણીઓમાં મને વ્હાલામાં વ્હાલી તે રંડા જ કુલટા નીકળી તો પછી પૂછવું જ શું ? બિચારી બીજી રાણીઓ બળી મૂઈ અને તે રંડા તેમને ઠગીને મહેલ બહાર જીવતી નીકળી ગઈ ! કેવી સ્વાર્થિણી ? શું તે પવિત્ર હોઈ શકે ? નહિ ! બિલકુલ નહિ ! તે રંડાના પાપથી જ હું આ સ્થિતિએ પહોંચ્યો છું. નહિ તો ગુજરાતના નૃપતિની આ વલે હોય ? ! એ–જ એ–જ. રાજદ્રોહ જ ! સઘળું રાજદ્રોહી ! પ્રજા રાજદ્રોહી, પત્ની રાજદ્રોહી, પુત્રી રાજદ્રોહી. સૌ કોઈ રાજદ્રોહી જ છે ! "

" હે પ્રભુ ! તમે આ સઘળું શું કહોછો ? સૌ કોઈ રાજદ્રોહી કેવી રીતે હોઈ શકે ? પિતાજી ! તમે આ શું બોલોછો ? તમારૂં મગજ ક્રોધાયમાન છે, તમે શાંત થાઓ, નહિ તો થોડી મગજે ચઢી જશે ! પિતાજી ! તમે હવે શાંતિ રાખો. "

" હું શાંતિ રાખું ? ગુજરાતનું રાજ્ય ગયું ને હું શાંતિ રાખું ? નહિ, હું શાંત નહિ રહું. દિલ્હીપતિને મારીશ, કમળાને મારીશ, અને પછી જ હું શાંત રહીશ ! "

કરણના મગજમાં ક્રોધમાંથી ધીમે ધીમે ઉન્માદ ભરાતો જતો હતો. કમળાએ આદરેલાં દુરાચરણે તેનું મગજ પૂરી રીતે ભ્રમાવ્યું હતું. પિતાના મગજને ભ્રમેલું જોઈને દેવળદેવી બ્હીવા લાગી અને 'રખેને મને ક્રોધથી મારશે ' તેવી ભીતિથી પિતાથી દૂરને દૂર રહેવા લાગી. મોટું જોખમ વેઠીને મળવા બોલાવેલ પુત્રીના સમાગમનો લાભ લેવાને બદલે પિતાની ઉન્મત્ત દશા જોઈને દેવળદેવીને બહુ ખેદ થયો.

તે રાત્રિએ કરણ બિલકુલ ઉંઘ્યો નહિ. પોતાની અધમ દશાને

લીધે દુઃખના ઉદ્‍ગારો કાઢવામાં અને કમળાદેવીને ગાળો દેવામાં જ તેણે આખી રાત્રિ ગાળી. કરણ જ્યારે ઉન્મત્ત દશામાં ગમે તેવો લવારો કર્યા કરતો હતો, ત્યારે ભયથી થરથરતી દેવળદેવી હીબકી હીબકીને રોતી હતી. પિતા સાથે પુત્રીએ પણ નિદ્રાને દૂર ખસેડી મૂકી હતી.

પરોઢ થયું. હજી થોડું તિમિર પ્રસરેલું હતું. કરણ પોતાના બિછાનામાંથી ઉઠ્યો. દેવળદેવી પોતાના બિછાનામાં પડી પડી ડૂસકાં ભરી ભરીને રોતી હતી.

"દેવળદેવિ!" કરણ ઘાંટો કાઢી બોલ્યો.

"પિતાજી!" દેવળદેવીએ બિછાનામાં બેઠાં થઇ જવાબ આપ્યો.

"તું જાગે છે?"

"હા, બાપુ! શું કામ છે?"

"ચાલ, તું મારી સાથે."

"પણ હજી અંધારું છે."

"ભલે રહ્યું, તું પણ તે હરામી અલ્લાઉદ્દીનથી બીહે છે કે શું?"

"ના, પિતાજી! પણ અત્યારે ક્યાં જઇશું?"

"તારી દુષ્ટ માનો જીવ લેવા!"

"એ તો અત્યારે ક્યાંય હશે! આપણે ક્યાં જઇશું?"

"દિલ્હીમાં છે, દિલ્હીમાં. મને ખબર છે."

"અત્યારે દિલ્હી જઇશું?"

"હા, દિલ્હી જવું છે. ચાલ, મારી સાથે."

"પણ પિતાજી—"

"બસ, આવે છે કે નહિ? નીચ છોકરી!"

કરણ એકદમ દેવળદેવી તરફ ધસ્યો. દેવળદેવી ગભરાઇને બોલીઃ " આવું છું, પિતાજી ! ચાલો, આવું છું. "

દેવળદેવી હૃદયથી ધીમે ધીમે રડતી ઘર બ્હાર નીકળી. કરણ તેની પછવાડે હાથમાં એ તરવાર લઇ ચાલ્યો. તેના અંગ પર એક બદન અને પાયજામા સિવાય બીજું કાંઇ ન હતું. નોકરો પરશાળમાં ઉંઘતા હતા, તેઓને કરણ અને દેવળદેવી ઘરમાંથી ચાલી ગયાની ખબર રહી નહિ.

## પ્રકરણ ૧૭ મું.

### પ્રપંચી કાફુર.



એક હજાર દીનાર આપીને અલેફખાંએ ખરીદ કરેલો એક ખોજો-હજાર દીનારી કાફુર પૂરેપૂરો પ્રપંચી નીવડયો હતો. ધીમે ધીમે તે બાદશાહ ઉપર એટલી બધી સતા જમાવી પડયો હતો કે પોતાના ભાઇ અલેફખાં કે વજીર ફત્તેહખાંનું માન્ય ન રાખતાં બાદશાહ કાફુરના કહેણને માન્ય રાખતો હતો. બાદશાહ ઉપર પોતાની પૂરેપૂરી સત્તા જામેલી જોઇને કાફુર પોતાનો સ્વાર્થ સાધવામાં જરા પણ પશ્ચાત પડતો નહિ હતો. હરકોઇ બાબતમાં તે પોતાનું ગજવું ભરવાનો જ સ્વાર્થ રાખતો હતો અને પછી બાદશાહને કે બાદશાહની પ્રજાને ફાયદો થાય છે કે ગેરફાયદો થાય છે તેની તે જરા પણ દરકાર રાખતો નહિ હતો.

દેવળદેવી ( લાલાં )ને પકડવા જતી વખતે કાફુરને દેવગઢ ઉપર હલ્લો કરવાનું ફરમાન આપવામાં આવ્યું હતું, પરંતુ દેવળદેવી તરતમાં પકડાવાથી બાદશાહના ફરમાનથી કાફુરને અર્ધેથી જ દિલ્હી તરફ પાછા વળવું પડ્યું હતું અને દેવગઢ ઉપર હલ્લો કરવાનું અલેફખાંને સોંપવામાં આવ્યું હતું. બાદશાહે કરેલી આ ગોઠવણ કાફુરને પસંદ પડી નહિ, કારણકે તે કાંઈક પરાક્રમ કરીને બાદશાહને ખુશી કરવા ચાહતો હતો–તે રીતે તે રાજ્યમાં પોતાની વિશેષ સત્તા જમાવવા ઈચ્છતો હતો. દેવળદેવી સાથે દિલ્હી આવ્યા પછી તેણે દેવગઢ જીતવાની બાદશાહની ગોઠવણ ફેરવવાનો પ્રયત્ન કરવા માંડ્યો, અને બે–ચાર દિવસમાં તેણે દેવગઢ પર હલ્લો કરવા જવાનું શાહી ફરમાન મેળવ્યું. આથી અલેફખાંને દેવગઢના રસ્તેથી ગુજરાત તરફ પાછા વળવું પડ્યું. લશ્કર હેરાન હેરાન થઈ ગયું. અલેફખાંને પણ બાદશાહ પર ઘણો ક્રોધ ચડ્યો અને તેણે જાણ્યું કે આ સઘળી ગડમથલ કાફુરના પ્રપંચને જ આભારી છે; પરન્તુ બાદશાહના હુકમને માન આપીને તેને અર્ધેથી પાછા ગુજરાત ભણી જવું પડ્યું. કાફુર એક મોટા લશ્કર સાથે દેવગઢ પર ચડ્યો અને ત્યાંના રાજા રામદેવને દિલ્હીના બાદશાહનો ખંડિયો રાજા બનાવી દિલ્હી આવ્યો.

કાફુરની ઇચ્છા પાર પડી. તેણે કરવા ધારેલું પરાક્રમ તે કરી શક્યો અને બાદશાહની નજરમાં હવે તે એક માનવંતા હાકેમ સરખો થઈ પડ્યો. ત્યારથી આખા રાજ્યમાં તેનું માન વધ્યું અને બાદશાહે તેને ‘ નાયબ મલેક ’ નો ઇલ્કાબ બક્ષિસ કર્યો. આ રીતે ખંબાતનો એક ખોજો દિલ્હીનો એક મોટામાં મોટો હાકેમ બન્યો ! ખુદ દિલ્હીના

બાદશાહે તેનું માન વધાર્યું, પરન્તુ તે કાંઈ જાણતો હતો કે–"જે કાફુરને હું અત્યારે મારા રાજ્યનો વફાદાર હાકેમ માનું છું, તે જ કાફુર ભવિષ્યમાં મારો હંતા થઇ પડશે?" ભટ્ટ કેશવરામે ખરૂં કહ્યું છે કે–

કર્મતણી ગતિ ન્યારી, કેશવ, કર્મતણી ગતિ ન્યારી;
વિદ્યાવાન વસે વનમાંહી, મૂર્ખ બને દરબારી–કેશવ.

રાજ્યમાં માનીતો થઇ પડેલો કાફુર પ્રજામાં પણ તેવો જ માનીતો થયો હતો. કોઇ અપરાધીને બચી જવું હોય અગરતો નિરપરાધીને પુકાર કરવો હોય તો દિલ્હીની પ્રજા કાફુરનો આશ્રય લેવાનું જ વાજબી માનતી હતી. જે કોઈ કાફુરનું ગજવું ભરે તે મોતની શિક્ષામાંથી પણ બચી જવા પામતો.

આજે એક યુવાન બ્રાહ્મણ કાફુરની દેવડીએ તેની રાહ જોતો બેઠા હતો. પેહેરેગીરને પુછ્યું કે–"મલેક સાહેબ ક્યાં પધાર્યાં છે?" તો જવાબ મળ્યો કે, "બાદશાહની હજુરમાં ગયાં છે. કામ હોય તો અહીં થોભો." આથી તે બ્રાહ્મણ ત્યાં થોડી વાર બેઠો. એટલામાં કાફુર પુર દબદબા સાથે કેટલાક હજુરીઆ સહિત આવી પહોંચ્યો. દેવડીએ ઉભેલા સિપાહીએ ઘુંટણ સુધી નીચા નમીને સલામ કરી એટલે પેલા બ્રાહ્મણે પણ તેમ કર્યું, અને તે કાફુરની પાછળ પાછળ ચાલ્યો.

મહેલનાં પગથિયાં ચડતાં બ્રાહ્મણે વિચાર્યું; "હે પ્રભો! કેવો વખત આવ્યો છે? એક વખતે ગુલામગીરી કરતો અને બાદશાહી જનાનામાં ખોજાનું કામ કરતો કાફુર અત્યારે કેવી દશાને પ્રાપ્ત થયો છે? એક હજાર દીનારનો ખરીદેલો ગુલામ અત્યારે દિલ્હીના રાજ્યમાં એક વજીર

સરખો થઇ પડ્યો છે ! કેવું કાળપરિવર્તન ?! એક યવન કે જેના મુખ ઉપર અમે બ્રાહ્મણો થૂંકીએ પણ નહિ, તેને કેટલી નમનતાઇથી સલામો કરવી પડે છે ? હે પ્રભુ ! હિંદુસ્તાનની આ દશા તું ક્યારે ફેરવશે ? મ્લેચ્છોની ગુલામગીરીમાંથી હિન્દુઓને ક્યારે બચાવશે ?"

આમ વિચારતો વિચારતો તે બ્રાહ્મણ કાફૂરની પછવાડે ને પછવાડે એક વિશાળ ઓરડામાં આવી પહોંચ્યો. તે ઓરડો એક બાદશાહી કચેરીના સરખો દેખાતો હતો. આજુબાજુ સોના રૂપાનાં બનાવેલાં આસનો ગોઠવી દેવામાં આવેલાં હતાં. ઓરડાની મધ્યમાં એક સંગેમરમરનો ગોળ મેજ હતો અને તેની ઉપર કેટલાંક હસ્તકૃત પુસ્તકોના નમૂના એક કાચની પેટીમાં ગોઠવવામાં આવેલા દૃષ્ટિગોચર થતા હતા. પેલો બ્રાહ્મણ આવી બાદશાહી રચના જોઇને અજાયબ પામવા લાગ્યો, ત્યાં કાફૂરે કહ્યું: "બોલ, તું અહીં કેમ આવ્યો છે ?"

કાફૂરના નોકર-ચાકર એકાએક ઓરડામાંથી બહાર ચાલ્યા ગયા અને માત્ર એક જ પળમાં તે વિશાળ ઓરડામાં કાફૂર અને બ્રાહ્મણ બે જ જણ રહ્યા. બ્રાહ્મણે બે હાથ જોડી કહ્યું:-

"સાહેબ, મારી એક અરજ છે."

"બોલ, શું છે ?"

"હું એક ગરીબ બ્રાહ્મણ છું. મારા ગરીબ ઘરજોગ થોડું એક ઘરેણું મારી પાસે હતું તે મારી સાસુના ઘરમાં પડ્યું હતું. તે ઘરેણું મારૂં જ હતું, છતાં બાદશાહનાં માણસો મારી સાસુ પાસેથી તે ઘરેણું લઇ ગયા છે. આપ નામવરની મહેરબાનીથી તે મને પાછું મળવું જોઇએ, કૃપાનિધાન !"

"તારી સાસુના ઘરમાં ઘરાણું મૂકવા જવાનું શું કારણ ?"

"સાહેબ, હું મૂકવા ગયો જ ન હતો. મારી સ્ત્રી કે જે મારી સાસુની દીકરી થાય, તે તેની માને ઘેર ગઇ હતી ત્યારે પહેરીને લઈ ગઇ હતી અને તેથી તે પાંચ-સાત દિવસ સુધી ત્યાં જ પડી રહ્યું હતું."

"તારી સાસુનું ઘરાણું લઇ જવાની બાદશાહનાં માણસોને શું જરૂર હતી ?"

"નામવર ! થોડાંક વર્ષ પહેલાં મારો સસરો અહીંના એક મંદિરમાં પૂજારી હતો. તે મંદિરનું ઘરેણું બાદશાહના માણસોથી ગુપ્ત રીતે મારી સાસુએ પોતાના ઘરમાં રાખ્યું છે, તેમ માની સિપાહીઓ તે ઘરેણું લઇ ગયા છે. આજ થોડાક વખત થયાં તે જપ્તિમાં છે. આપ નામવરની કૃપા થાય તો તે પાછું મળે."

"ઠીક છે, ત્યારે નાયબ મલેકનો હક તેમાંથી કેટલો મળશે ?"

"નાયબ સાહેબની મરજીમાં આવે તેટલો."

"ત્યારે અર્ધો ભાગ કબૂલ કરીશ, તો તને તારું ઘરાણું કાલે પાછું મળશે."

"જેવી મલેક સાહેબની મરજી !"

"બહુ સારું. કાલે આવી તારું ઘરેણું અહીંથી લઇ જજે. પણ રહે, તારું નામ શું ?"

"હરિશ્ચંદ્ર."

"ઠીક; હવે જા."

હરિશ્ચંદ્ર સલામ કરી ચાલતો થયો.

વાચકો હરિશ્ચંદ્રને ઓળખતા જ હશે. જ્યારે માધવ રાજા કરણનું

વૈર વાળવાને દિલ્હીમાં આવ્યો હતો ત્યારે જે ડોશીએ તેને પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો તે જ ડોશી હરિશ્ચંદ્રની સાસુ થતી હતી, અને મધ્ય રાત્રિને સમયે હરિશ્ચંદ્ર પોતાની સાસુને જે ઘરાણું સાચવવા માટે આપી ગયો હતો તે જ ઘરાણું બાદશાહના માણસો લઈ ગયા હતા. હરિશ્ચંદ્રે તે પાછું મેળવવાને ઘણો પ્રયાસ કર્યો હતો પરન્તુ અત્યાર સુધી તે નિષ્ફળ નીવડયો હતો અને મુસલમાની રાજ્યમાં ન્યાય તો પાંચ પચાસ વર્ષ જ મળતો હતો. આ કારણથી તેમાંથી અર્ધું ઘરાણું કડવું કરીને કાફુરને ખટાવવાથી પણ જો તે પાછું મળે તો ઠીક, તેમ હરિશ્ચંદ્રે વિચાર્યું હતું.

આવા અનેક બનાવોમાં કાફુરનું ગજવું તર થતું જતું હતું અને ધીમે ધીમે પ્રજામાં તેનો તાપ વધતો જતો હતો. તે સાથે રાજ્યમાં માન પામતા બીજા સરદારો અને અમલદારોને બાદશાહની દૃષ્ટિમાં અપ્રિય બનાવીને પોતે વધારે પ્રિયતા મેળવવાને પણ તે પ્રયત્ન કરતો હતો. તે જાણતો હતો કે જ્યાં સુધી ચંદ્ર આકાશમાં હોય છે, ત્યાં સુધી તારાના સ્વલ્પ પ્રકાશને કોઇ ગણકારતું નથી, પણ જો ચંદ્ર ન હોય તો તારાનો સ્વલ્પ પ્રકાશ પણ ખીલી નીકળે છે, તેવી રીતે જો બીજા સરદારો બાદશાહની નજરથી દૂર થાય તો પછી કાફુરનું માન બેહદ વધી જાય એવી ધારણાથી પહેલે પગલે તે બાદશાહના ભાઈ સરદાર અલેફખાં અને શાહજાદા ખીજરખાંને બાદશાહની દૃષ્ટિમાં અળખામણા કરવા ઇચ્છતો હતો.

આ હેતુથી કાફુરે એક પ્રપંચ રચ્યો. તેના ઉપર બાદશાહનો જે વિશ્વાસ બેઠો હતો, તેનો દુરૂપયોગ કરવો તે તેના પ્રપંચનું મુખ્ય

સાધન થઇ પડયું. એક વાર બાદશાહ રાજમહેલની અગાશી ઉપર હવા ખાતો એક સંગેમરમરના કઠેરા ઉપર બેઠો હતો અને કાફુર તેની હજુરમાં આનંદની અને રાજ્યપ્રકરણને લગતી વાતો કરતો બેઠો હતો ત્યારે વાતચિતના પ્રસંગમાં બાદશાહે પૂછ્યું:—

"કાફુર! ગુજરાત દેશ બહુ રસાળ છે અને તેથી ભવિષ્યમાં તે રાજ્યની મહેસૂલમાં સારો વધારો કરશે, કેમ?"

"હા, નામવર! ગુજરાત રસાળ છે પણ ગુજરાતના હાકેમ એવા છે કે ગુજરાત છત્યાથી જહાંપનાહને જે ફાયદો થવો જોઇએ તે થવા ન દે."

"એટલે?"

"એટલે એમ કે, ગુજરાતની મહેસૂલ દિલ્હીના દરવાજા સુધી પહોંચે તેમ કદિ બનવાનું નથી, તો પછી નામવરની ધારણા પ્રમાણે રાજ્યની મહેસૂલમાં વધારો કેવી રીતે થાય?"

"શું અલેફખાં એવો છે? શું ગુજરાતની મહેસૂલ પોતે જ હોઇયાં કરી જાય છે?"

"નામવર, આપને તેની શું ખબર પડે? સાચું કહું તો આજ સુધીમાં ગુજરાતની મહેસૂલ ઘણી જ થોડી વસૂલ થઇ છે, અને જયારે અલેફખાં ગુજરાત પર ચઢાઇ લઇ ગયા, ત્યારે ગુજરાતના ધનાઢ્ય વ્યાપારીઓને લૂંટીને અસંખ્ય અશરફીઓનો માલ એકઠો કરવામાં આવ્યો હતો, તેમાંનો થોડો પણ ભાગ જહાંપનાહના ખજાનામાં આવવા પામ્યો નથી. ત્યારે તે સઘળો માલ કયાં ચાલ્યો ગયો હશે?"

"ખરૂં છે, કાફુર! તે બદદાનત અલેફખાં જ તે સઘળું ઉઠાવી

ગયો. મને તો વિચાર થતો હતો કે ગુજરાતમાં કાચું સોનું પાકે તેવો તે રસાળ દેશ છે, છતાં હજુ રાજ્યની મહેસૂલ કેમ ન વધી? પણ હવે મને સમજાયું. તે હરામી જ તે સઘળું પચાવી પડ્યો હોવો જોઇએ."

કાફુરે બરાબર મોકો જોઇને કહ્યું: જહાંપનાહનું ધારવું બરાબર છે. જ્યારથી ગુજરાત પર અલેફખાં લસ્કર લઇને ચઢયા, ત્યારથી જ તેમની દાનત ફરી ગઇ હોવી જોઇએ, અને નામવર..."

"કેમ, શું છે? કેમ બોલતાં અટકી ગયો?"

"કાંઇ નહિ, ખુદાવિંદ! કાંઇ નહિ. હું કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી."

"નહિ, નહિ, તું કાંઇક કહેવા જતો હતો, અને અટકી ગયો છે. બોલ, નિખાલસ દિલથી બોલ. મને તારા પર સંપૂર્ણ ભરોસો છે."

"નામવર! પણ તેથી મોટી હાની થઇ જાય તેમ છે, માટે મને માફ કરો; હું તેમાંનું કાંઇ કહેવા માંગતો નથી."

"ભલે, હાની થાય. જે હોય તે કહે."

"પણ મારા મ્હોંમાંથી એક પણ શુકન નીકળી શકશે નહિ. રખેને શાહજાદા મારાપર ગુસ્સે થાય!"

"કોણ? ખીજરખાં તારાપર ગુસ્સે થશે? તું ડર નહિ. જે હોય તે બોલ; તને ડર રાખવાની જરૂર નથી."

"જહાંપનાહ! ત્યારે બીજું તો કાંઇ નહિ, પણ આપની જીંદગીને થોડા દિવસમાં ખલેલ પહોંચશે, માટે ચેતતા રહેજો!"

"તું શા ઉપરથી કહેછે?"

"મને મારા ગુપ્ત માણસ માર્ફતે ખબર મળ્યા છે કે, અલેફખાં

અને **ખીજરખાં** વચ્ચે ખાનગી પેગામો ચાલ્યા કરે છે. એ પેગામોથી એમ ચોક્કસ થયું છે કે થોડાક રોજમાં કોઈ પણ કાવતરાથી જહાંપનાહનું ખૂન કરવું અને **અલેફખાંએ ખીજરખાંને** રાજ્ય અપાવી તેને બાદશાહ સ્થાપિત કરવો. શાહજાદાને આવી સમજૂતી આપનાર નામવરના ભાઇ **અલેફખાં** જ છે."

"હેં? શું **અલેફખાં** અને એ બેવફા **ખીજરખાં** મારી જીંદગી લેવાની કોશેશ કરે છે? અને **ખીજરખાં** ગાદી લેવા માગેછે?"

"હા, નામવર! મને માફ કરજો! જહાંપનાહના બચાવને માટે મને આ બાબત જાહેર કરવાની જરૂર પડી છે. હવે શાહજાદા મારા પર જરૂર ગુસ્સો કરશે."

"એ હરામખોરથી તું ડર નહિ. આ કાવતરાની ખબર કરીને તેં આ દિલ્હીના શહેનશાહને અહેશાનમંદ કર્યો છે."

"નામવર! એ તો મારી ફરજ હતી અને મેં તે અદા કરી છે. એક ગુલામ દિલ્હીના શહેનશાહને એહશાનમંદ કરે જ નહિ અને તેમ કહેવું તે કેટલું અણઘટતું ગણાય?"

"કાફુર! તે તારી લાયકી છે. પણ હું જોઉછું કે એ દુષ્ટ **અલેફખાં** પોતાની કોશેશમાં કેવી રીતે ફત્તેહમંદ નીવડે છે? હું તને ફરમાન કરૂંછું કે તારે આજ ને આજ **અલેફખાં** ઉપર એક રૂક્કો મોકલવો અને તેમાં જણાવવું કે "બાદશાહ તારા નીચ કાવતરાને સમજી ગયેલ છે, તેથી તું દિલ્હીના સુલતાન થવાની કે બીજી કોઇ આશાને મૂકી દેજે, અને સાથે જણાવજે કે પોતાનો બચાવ કરવાને એક મહિનાની મહેતલની અંદર તેણે દિલ્હીમાં હાજર થવું."

"જેવું નામવરનું ફરમાન." કાફુરે કુર્નિસ બજાવી બાદશાહનું ફરમાન ઝીલી લીધું.

બીજે દહાડે બાદશાહના હુકમને અનુસરીને કાફુરે અલફખાં ઉપર એક રૂક્કો રવાના કર્યો અને પોતે હવે પોતાની કોશેશમાં ફત્તેહમંદ થશે તેવી માન્યતાથી તે અલફખાંના દિલ્હી પહોંચવાની રાહ જોતો રહ્યો.

## પ્રકરણ ૧૮ મું.

### મરણ.



વર્ષાઋતું ચાલતી હતી. બાગલાણના કિલ્લાની આસપાસનો ડુંગરી પ્રદેશ વનસ્પતિથી લીલો દૃષ્ટિગોચર થતો હતો. વૃક્ષો પોતાની તરૂણાવસ્થામાં હોય તેમ ખીલી નીકળ્યાં હતાં અને વૃક્ષો વિનાનું મેદાન હરિયાળીથી આચ્છાદિત થઇ ગયું હતું. નિર્જન જંગલમાં લીલા ઘાસનાં નાનાં નાનાં તૃણાંકુરો લીલા રંગની શેતરંજના જેવો ચક્ષુને આહ્લાદકારક આભાસ આપતા હતા. સ્થળે સ્થળે વરસાદનાં ભરાઈ રહેલાં પાંણીમાંથી ઉદ્‌ભવતાં નિર્ઝરો થોડેક દૂર સુધી મન્દ રીતે વહન કરી હરિયાળીમાં ફેલાઈ જતાં હતાં. એક ઉંચામાં ઉંચી ટેકરી ઉપર ઉભા રહીને આસપાસ નજર કરીએ તો આખી

દૃષ્ટિગોચર :ક્ષિતિજ લીલી છમ જેવી માલમ પડી આવતી હતી. વર્ષાઋતુમાં જંગલો જેવાં મનહર ભાસે છે તેવી સઘળી મનહરતા અત્યારે બાગલાણના ડુંગરામાં આવીને વસેલી હતી.

ઉન્માદને વશ્ય થયલો કરણ પોતાની પુત્રી દેવળદેવી સાથે આ મનહર પ્રદેશમાં આવી પહોંચ્યો. ડુંગરાની એક હાર ઓળંગી એટલે સૂર્યનારાયણે પોતાનો ક્રોધાક્રાન્ત રક્ત દેખાવ સૃષ્ટિને સમર્પ્યો. વર્ષાઋતુનો સોનેરી તડકો નાની નાની ટેકરીઓને સુશોભિત કરી રહ્યો. આછાં આછાં વાદળાં ક્ષિતિજમાંથી ખસી ગયાં અને સ્વચ્છ આસમાની આકાશ દેખાવા લાગ્યું.

જેમ મગજમાં આવ્યું તેમ લવતો કરણ એક પછી એક ટેકરી ઓળંગતો આગળ ને આગળ ચાલવા લાગ્યો. પિતાની આજ્ઞા માનવાને જન્મથી જ બંધાયલી દેવળદેવી ઉઘાડે પગે પાછળ ને પાછળ ચાલતી રહી. આવી સ્થિતિમાં લાંબી મુસાફરી કરવા જેટલી શક્તિ તે બાલિકામાં હતી નહિ, તો પણ જ્યાં સુધી બન્યું ત્યાં સુધી તે પિતાની પાછળ જ રહી.

કેટલેક દૂર ગયા બાદ એક વૃક્ષના થડ સાથે ઉન્માદથી બેભાન બનેલા કરણનું મસ્તિક અફળાયું. એકાએક તે ઉંચું જોઇને બોલ્યો:—

"દેવળદેવિ !"

"પિતાજી !" દેવળદેવીએ જવાબ આપ્યો.

"આ વૃક્ષે મારા મસ્તિકને કેમ વગાડયું ?"

"બાપુ ! આપ જરા ધ્યાન રાખીને ચાલો. તે વૃક્ષનો કાંઈ વાંક

નથી. આપ બરાબર જોઇને ન ચાલ્યા એટલે વૃક્ષ સાથે આપનું મસ્તિક અફળાયું. વૃક્ષે પોતાના સ્વભાવ પ્રમાણે જ કર્યું છે!"

"શું ગુજરાતના નૃપતિને વગાડવાનો વૃક્ષનો સ્વભાવ છે? નહિ! નહિ! તે વૃક્ષ પણ રાજદ્રોહી છે! કમળા પણ રાજદ્રોહી અને સૌ કોઈ રાજદ્રોહી!"

દેવળદેવી કાંઇ ન બોલી. પિતાને ભારે ઉન્માદને વસ્ય થએલા જોઈને માત્ર તે રડવા લાગી. કરણ પુનઃ બોલ્યો:

"દેવળ! હું ગુજરાતનો રાજા છું અને ગુજરાતનું સામ્રાજ્ય ખોઇને અત્યારે આટલો દુઃખી થયો છું, છતાં મારી ચક્ષુને આ સઘળી ભૂમિ કેમ આનંદી લાગે છે? શું મારી દુઃસ્થિતિ જોઇને તે હસે છે? હા! જડ ભૂમિ પણ કેવી રાજદ્રોહી બની ગઈ છે?! દેવળ, તને કેમ લાગે છે?"

"પિતાજી, મને પણ સઘળી ભૂમિ તેવી જ આનંદી દેખાય છે!"

"હા! નીચ છોકરી! તું પણ કમળા, આ વૃક્ષ અને આ જડ ભૂમિની જેમ રાજદ્રોહી બની ગઇછું! હવે મને સમજાયું! જા, દૂર જા!" કરણે ક્રોધથી દેવળદેવીને એક ધક્કો માર્યો. દેવળદેવી પડતાં રહી ગઇ.

તે રડીને બોલી; "પિતાજી! હું આપની પુત્રી છું. એકલી ક્યાં જાઉં? અરે પ્રભુ! તમે મને કેમ કાઢી મૂકો છો?"

"શું તું મારી પુત્રી છે?"

"હા! પિતાજી! હું આપની જ પુત્રી છું?"

"શું તું મારી જ પુત્રી છે? મારી એકલાની જ? તે રાજદ્રોહી કમળાની તો નથી ના?"

"મારે મન તો માતા–પિતા ઉભય સરખાં જ છે, પણ અત્યારે તો–"

"બસ! તું રાજદ્રોહી જ છે! જા, ચાલી જા, તું મારી પુત્રી નથી."

"પણ બાપુ—"

"ના, ના, ચાલી જા. મારે એકકે પુત્રી છે જ નહિ; પુત્રી મને પસંદ જ નથી. ના, ના, મને પુત્રી છે જ નહિ! છે જ નહિ!"

દેવળદેવીની આંખોમાંથી અશ્રુનું વહન ચાલુ જ રહ્યું. પિતાની ભયંકર દશાએ તેને વિશેષ ગાભરી બનાવી મૂકી. કરણનો બકબકાટ પણ ચાલુ રહ્યો.

"હા, જોયું! સૌ કોઈ રાજદ્રોહી બની ગયું છે! ગુજરાતની ભૂમિ એક રજપૂત પતિને ત્યજીને મ્લેચ્છ બાદશાહને વરી, તે કેમ રાજદ્રોહી નહિ? દુષ્ટ કમળા બાદશાહની બેગમ બની–વ્યભિચારિણી થઇ! હાય! એ રંડા મારી પૂરેપૂરી વૈરિણી બની છે! તે કેમ રાજદ્રોહી નહિ? આ વૃક્ષ અને આ આનંદી જડ ભૂમિ! તે પણ રાજદ્રોહી બની મારા દુઃખને હસે છે! અને દેવળ, તું?"

"પિતાજી!" કહી દેવળદેવી કરણને બાઝી પડી અને રડતી રડતી બોલી: "બાપુ, હું રાજદ્રોહી નથી! મારા ઉપર દયા કરો! મને વ્હાલથી બોલાવો! મને તરછોડી ન નાંખો પિતાજી! હું આપની જ પુત્રી છું, હા! આપની જ પુત્રી છું."

ઉન્મત્ત હૃદયમાં ક્ષણિક વાત્સલ્ય પ્રકટયું. કંઠે વળગી પડેલી દીન પુત્રીને કરણે વ્હાલથી છાતી સરખી ચાંપી, પરન્તુ એક જ ક્ષણમાં તેને તરછોડી નાંખી તે દૂર જઇ ઉભો.

"ના, તું રાજદ્રોહી છે, મારી પુત્રી જ નથી. મને પુત્રી છે જ નહિ! ચાલી જા, ચાલી જા, કેમ ઉભી છે?"

વાત્સલ્યની ઊર્મિ, ઉન્મત્ત મગજ, વેર લેવાનો ક્રોધ, પર્યાપ્ત થયલી ભયંકર દશાનો વિચાર: એ સઘળી એકત્ર બની ગયલી લાગણીઓએ કરણના હૃદયને ગુંચવી નાંખ્યું. તે એકાએક અચેતન થઇ ગયો અને સત્વર ભૂમિ પર બેસી ગયો. કાંઇ પણ બોલ્યા સિવાય બે ઘુંટણ વચ્ચે મસ્તિક ભેરવીને તે ખૂબ રોયો. પિતાને રૂદન કરતા જોઇને દેવળદેવી પણ પાસે આવીને બેઠી અને પિતાને આલિંગીને રોવા લાગી. પૂરેપૂરો કરૂણાજનક દેખાવ થઇ રહ્યો.

કરણના હૃદયની અને તેની સાથે શરીરની નિર્બળતા પ્રતિક્ષણે વૃદ્ધિંગત થવા લાગી. તેનો ઉન્મત્ત દશાનો સઘળો જુસ્સો નરમ થઇ ગયો અને એક મરણપથારીએ પડેલા વૃદ્ધ પુરૂષની જેમ અચેતન થઇ ભૂમિ પર ચત્તો સૂઇ ગયો. હૃદયમાં કાંઇ ભારે મુંઝવણમાં હોય તેમ તેના મુખ ઉપરના વારંવાર ભાસ્યમાન થતા વિકાર ઉપરથી કળી શકાતું હતું. ત્યારથી તેનો લવારો બિલકુલ શાંત પડી ગયો. હૃદય અને શરીરની અચેતન સ્થિતિથી આંખો વારંવાર મીંચાઇ જવા અને ઉઘડવા લાગી. દેવળદેવી તરફ કે તેના રૂદન તરફ તેનું જરા પણ ધ્યાન ખેંચાતું જણાયું નહિ. માત્ર પોતાના એકાગ્ર ધ્યાનમાં, હૃદયની કોઇ ગુપ્ત ગભરામણમાં અને કોઇ મોટી વિમાસણના ગોટમાં તે ગોટવાઇ જતો હોય

તેમ જણાવા લાગ્યું. હૃદયના ધબકારા વધવા લાગ્યા અને સ્થિતિ વિશેષ ને વિશેષ ભયંકર થવા લાગી.

દેવળદેવીના ધીમા રૂદનથી અને કરૂણાજનક શબ્દોથી આકર્ષાઇને કોઇ એક ઘોડેસ્વાર ત્યાં એકાએક આવી પહોંચ્યો. દેવળદેવીને તે એકી ટસે જોઇ રહ્યો. તેણે તેને ઓળખી.

ઘોડેસ્વારે કહ્યું: "કોણ દેવળદેવી?"

"તમે કોણછો?" દેવળદેવીએ પૂછ્યું.

ઘોડેસ્વાર કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતાં ઘોડા ઉપરથી ઉતર્યો. પોતાના અંગ પર ધારણ કરેલાં વસ્ત્રો તેણે કાઢી નાંખ્યાં. દેવળદેવી આ કૌતુકને આશ્ચર્યથી જોઇ રહી.

જ્યારે તે ઘોડેસ્વારે પોતાનો પોશાક કાઢી નાંખ્યો, ત્યારે દેવળદેવી તેને ઓળખી શકી. તે પુરૂષના પોશાકમાં કમળાદેવી હતી. પોતાની માતાને જોતાં જ દેવળદેવી દોડીને તેને બાઝી પડી અને રડી પડીને પોતાના પિતાનું સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. પતિની આવી અવસ્થા જોઇને કમળા ગભરાવા લાગી. તે સત્વર પતિનું મસ્તિક પોતાના ખોળામાં લઇ તેને ઉન્માદ-નિદ્રામાંથી જાગૃત કરવાનો પ્રયત્ન કરવા લાગી.

કમળાના મધુર અવાજે કરણની શ્રવણેંદ્રિયમાં કાંઇક અમૃત રેડયું, પરન્તુ તે અમૃત વિષ સમાન હતું. કરણે પોતાનાં ચેતનરહિત ચક્ષુઓને ધીમેથી ઉઘાડયાં. સ્વાભાવિક રીતે કમળા ભણી દૃષ્ટિ ગઇ. નેત્રો ક્રોધથી એકાએક લાલ થઇ ગયાં અને શરીરમાં વિશેષ ચેતન રહ્યું નહિ હોવાથી કરણે માત્ર પોતાનું મસ્તિક તેના ખોળામાંથી દૂર કર્યું.

પોતે ભ્રષ્ટ થયાની પતિની સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ છે, તેમ જાણી

અને આવી ભયંકર સ્થિતિમાં પણ પોતાનો સ્પર્શ કરવાને પતિ ના પાડે છે, તેમ વિચારી કમળાના હૃદયમાં ઘણું દુઃખ થઇ આવ્યું. તે વારંવાર "નાથ, નાથ !" કહી પતિને પુનઃ જાગૃત કરવા આયાસ કરવા લાગી. તેની ઇચ્છા એવી હતી કે સ્વામીને ખરા બનાવથી જ્ઞાત કરવા કે જેથી પોતે ભ્રષ્ટ થયાનો સંશય હૃદયમાંથી દૂર થાય. પરન્તુ તે આશા ફલીભૂત ન જ થઇ.

જે ક્ષણે કરણે કમળાના અંકમાંથી પોતાનું મસ્તિક દૂર કર્યું હતું તે જ ક્ષણે તેનો પવિત્ર આત્મા સ્વર્ગ ગમન કરી ગયો હતો ! હૃદય ઉપર પડેલા અસહ્ય દુઃખના બોજાએ જ તેનું મરણ નીપજાવ્યું ! ગુજરાતના સામ્રાજ્યનો એક ખરો ક્ષત્રીય રાજા એક નિર્જન જંગલમાં ભૂમિની શય્યામાં જ મરણ પામ્યો અને તે સાથે જ ગુજરાત ઉપરથી રજપૂતોનો અમલ કાયમને માટે નષ્ટ થયો ! સુખશય્યામાં શયન કરનાર અખીલ ગુર્જરી ભૂમિના નૃપતિનું પણ અઘોર જંગલમાં મૃત્યુ થયું ! કેવી વિપરિત દશા ? !

કમળાના અનેક આયાસો છતાં કરણે કાંઇ પણ જવાબ ન આપ્યો. દેવળદેવી ગભરાઇ ગઇ અને પિતાના મરણની અમંગળ શંકાને હૃદયમાં ધારણ કરી રડી પડી. કમળાનું હૃદય પણ ગભરાઇ ગયું. તેણે વિલાપ કર્યો, પરન્તુ ઇશ્વરેચ્છા સમીપ તે નકામો જ હતો.

બાળક દેવળદેવીને છેલ્લી વખતની અનેક સૂચનાઓ કરીને, તેને છેલ્લો બોધ આપીને અને સંસારમાં પતિભક્તિની ઉત્તમતા તેને સમજાવીને કમળાદેવી સ્વામીના મૃત દેહને પોતાના અંકમાં રાખીને બળી મૂઇ અને પિતા વિનાની બાળા સ્વલ્પ સમયમાં માતાવિનાની પણ થઇ ગઇ ! !

## પ્રકરણ ૧૯ મું.

---

### નિર્દોષનો ઘાત.

ગંભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે,
અંધાર સાથ કંઈ વાત ઉંડી વદે છે,
તારાગણો ઉછળતા સરિતા તરંગેઃ—

* * * *

હૃદયવીણા.



દિલ્હીના પાધરમાં થઇને વહન કરતી યમુના નદી અત્યારે આવો જ દેખાવ આપતી હતી. ભારે વરસાદથી અત્યારે તેમાં સખ્ત પૂર ચડેલું હતું. પવનનું તોફાન પણ ચાલુ હતું. પવનના વિદ્યુતનો સુસવાટ જ્યારે યમુના નદીના ગંભીર અવાજ સાથે મળી જતો, ત્યારે ઘણો ભયંકર ધ્વનિ કર્ણગોચર થતો હતો. વરસાદ બંધ થઇ ગયો હતો અને આકાશમાં ચાંદની નીકળી હતી. વદી ચૌદશનો દિવસ હોવાથી ચંદ્ર આકાશમાં ન હતો. સમય મધ્ય રાત્રિનો હતો. એક બાજુએ યમુનામાં ચડેલા પૂરનો ઘોર નાદ, બીજી બાજુએ પવનથી કમ્પતા ભૂતડાં જેવાં દેખાતાં ઉંચાં ઉંચાં તરૂવરો અને ચારે દિશાએ પ્રસરી રહેલું તિમિરઃ આ સઘળો દેખાવ ગમે તેવા કઠણ હૃદયના પુરૂષને પણ ગભરાવી નાંખવાને બસ હતો.

અત્યારે યમુના નદીના કિનારે એક મુસલમાન આમથી તેમ

ફરતો દૃષ્ટિગોચર થાય છે. સરિતાના પૂરમાં તણાઇ જવાનો તેને બિલ-કુલ ભય નથી. તે કોઈ મોટી વિમાસણમાં અને ગંભીર વિચારમાં હોય તેમ નિતંબના ઉપરના ભાગમાં પોતાના બન્ને હાથને ટેકાવીને ફરતો હતો. થોડો વખત તે એક સ્થળે સ્થિર થઇને યમુનાનાં તરંગોને જોઇ રહેતો અને પોતાના વિચારના ધ્યાનમાં પડતો, તો થોડી વાર રહીને તે પુનઃ પોતાનું પરિક્રમણ શરૂ કરતો હતો અને હૃદય સાથે કાંઇ ગુપ્ત વાતચિત કરતો જણાતો હતો.

આ મુસલમાન બીજો કોઇ નહિ પણ **બા**દશાહ **અ**લ્લાઉદ્દીન-નો લઘુ બંધુ અને **ગુ**જરાતનો સૂબો **અ**લિફખાં હતો. **કા**ફુરના પ્રપંચથી બાદશાહે મોકલાવેલા ફરમાનને તાબે થઇને તે અત્યારે **દિ**લ્હી આવ્યો હતો, પરન્તુ **ય**મુનામાં સખ્ત પૂર ચડેલું હોવાથી હોડીઓ ચાલતી ન હતી, જેથી રાતની રાત તે નદીકિનારે તંબૂ નાંખીને પડી રહ્યો હતો. જ્યારથી તે **પા**ટણમાંથી **દિ**લ્હી તરફ રવાના થયો હતો. ત્યારથી તેના હૃદય ઉપર ચિન્તાનું રાજ્ય ચાલી રહ્યું હતું. એક પણ રાત્રિ તેણે નિ-શ્ચિંત રીતે નિદ્રામાં ગાળી ન હતી. અત્યારે પણ નિદ્રા નહિ આવવાથી તે સરિતાકિનારે ઠંડી હવા લેવાને બ્હાને ફરતો હતો અને વિચારના તરં-ગોને **ય**મુનાના જળતરંગોમાં મીલાવી દેતો હતો.

" યા **અ**લ્લાહ! કેવો પ્રપંચ? મારો વેચાતો લીધેલો એક ખોજો અત્યારે મારૂં જ બૂરૂં કરવાને તૈયાર થયો છે! કેવું આશ્ચર્ય? એક ખોજો—એક ગુલામ અત્યારે બાદશાહનો માનીતો વજીર થઇ પડ્યો છે અને દિલ્હીના શાહને એક પૂતળાની પેઠે નચાવી આ ગુજરાતના સૂબાને—બાદશાહના લઘુ બંધુને જ હાર કરાવવા તૈયાર થયો છે?"

"પણ તેમાં વાંક કાફૂરનો નથી. વાંક બાદશાહનો અને મારા તગદીરનો છે. મેં બાદશાહને ગુજરાત જીતી આપ્યું, પેલી કરણની પટ્ટરાણીને લાવી આપી, તેના બદલા તરીકે મને બાદશાહ રાજદ્રોહી લેખે, તો તે મારા તગદીરનો જ વાંક ગણાય! અન્યનો શું દોષ? કાફૂરના હાથમાં સત્તા આવી, તો તેનો ગમે તેવો ઉપયોગ કરવાને તે હકદાર છે. એક તરવારવડે નિરપરાધીઓનું ખૂન કરી શકાય છે, તેમ જ સંકટમાં સપડાયલાંઓને મદદ પણ કરી શકાય છે. કાફૂરને જે માર્ગ પસંદ પડ્યો તે તેણે ગ્રહણ કર્યો, તેમાં તેનો શું દોષ? દોષ પ્રજાના તગદીરનો અને બાદશાહ અલ્લાઉદ્દીનનો કે જે છતી આંખે અંધ બની ગયો છે!"

વળી થોડીવાર તે શાંત રહ્યો. હૃદય-સાગરમાં વિચાર-તરંગોને તેણે આવવા દીધા.

"અહા! પણ પેલા રૂક્કામાં શું લખ્યું હતું? મારા શિરપર કેવો ગંભીર આરોપ ચઢાવવામાં આવ્યો છે? બાદશાહનો જાન લઈને દિલ્હીના સુલતાન થવાનો હું પ્રયાસ કરૂં તે માનવું શું વાજબી છે? મેં શું દોષ કર્યો છે કે બાદશાહે આ બીનાને સાચી માની? કાંઈ નહિ! કાંઇ નહિ! મારો વાંક એટલો જ કે મેં બાદશાહને ગુજરાત જીતી આપ્યું. તે ચાંડાલે બાદશાહના હૃદયને ગમે તેમ ભ્રમાવ્યું હશે, એટલે પછી સાચું-ખોટું કોને જોવું છે? કાફર કાફૂરની ઇચ્છા તે જ કાયદો અને તે જ ન્યાય, ત્યાં સત્યની જરૂરત શું પડે?"

"મેં સાંભળ્યું છે, તે સાચું જ હોવું જોઇએ. ગુજરાતની પ્રજાને લૂંટવાથી પ્રજા બિચારી ગરીબ બની ગઈ હતી, તેથી લૂંટમાંનો કેટલોક

ભાગ ગરીબ લોકોને વહેંચી દીધા અને બાકીનો સિપાઈઓને વહેંચી આપવો પડ્યો, તેથી લૂંટમાંથી પ્રાપ્ત થયલું ધન દિલ્હી મોકલી શકાયું નહિ. તાબામાં આવેલી નવીન પ્રજાને અસંતોષ આપવો તે શું વાજબી છે? નથી જ; અને તેથી મેં લૂંટના ધનની તેમ વ્યવસ્થા કરી, તેમાં ખોટું શું કર્યું? પણ ધનલોભી બાદશાહની શંકા તો તેથી સજ્જડ થઈ હશે, એટલે પછી મને રાજદ્રોહી લેખે તેમાં કાંઇ નવાઈ નથી. ગુજરાતની મહેસૂલ તો જેટલી ઉપજી તેટલી દિલ્હી મોકલાવી છે, છતાં અલેફખાં તે ઉડાવી ગયો તેમ તો પેલા કાફરે ખોટી રીતે મનાવ્યું હશે. હશે! જેવું તગદીર! જો તગદીર સિધ્ધું હતે, તો કાફરને વેચાતો લેવાની ઇચ્છા જ મને થઈ ન હતે!"

"પણ સંભળાય છે કે બાદશાહને મારી નાંખવામાં ખીજરખાં પણ પ્રયાસ કરે છે, તેવી વાત ઉડી રહી છે! હા! સમજાયું! તે દુષ્ટ કાફરે બન્નેનો પ્રાણ લેવાની જ વેતરણ કરી હોવી જોઇએ. એ હરામખોરની ઇચ્છા જ રાજ્ય પચાવી પાડવાની હોવી જોઇએ! ખીજરખાં! તું ફસાયો છે! કાફરને મિત્ર માનવામાં તેં જબરી ચૂક કરી છે. તને તેણે દેવળદેવી લાવી આપી તેથી તું તેને તારો મિત્ર માને છે, પણ તે ઝેરી સર્પ છે! તારા દૂધના ઝેરથી જ તે તને એક વાર દંશશે!"

"ખીજરખાં! તું જરૂર સપડાઈ જશે. આ આરોપ કાંઇ નાનોસૂનો નથી! તું શું કરીશ? બાદશાહને મારી નાંખવાનો પ્રયત્ન તેં નથી કર્યો, તેની તું શું સાબીતી આપીશ? કાંઈ નહિ! ત્યારે જરૂર તારૂં અને આ અલેફખાંનું મોત એકી વખતે જ થશે! જરૂર માનજે! કે આપણા બન્નેનું હવે આવી બન્યું છે."

"થઇ રહ્યું ! આવી બન્યું ! હવે એક પણ બચવાનો માર્ગ રહ્યો નથી. જીવ ખોયા સિવાય હવે મુક્તિ નથી. કાલે જ ન્યાય થશે અને—"

ઉદ્દગારો આગળ ચાલ્યા જાત પરન્તુ પાછળથી એક નોકરે આવીને કહ્યું: "સાહેબ ! પવન વધ્યો છે અને પૂર પણ વધતું છે, તો હવે સૂઇ જાઓ તો ઠીક !"

**અલેફ**ખાં પોતાની વિચારનિદ્રામાંથી જાગૃત થયો. "ચાલ, આવું છું" કહી નોકરની પાછળ પાછળ તંબૂમાં ગયો. સૂતો, નિદ્રાને માટે ફાંફાં મારવા લાગ્યો પરન્તુ પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. ચિન્તાતુરના તગદીરમાં નિદ્રા ક્યાંથી ?

*  *  *  *  *

પ્રભાત થયું. **યમુના**માં પૂર ઉતરી ગયું હતું. પવન શાંત થઇ ગયો હતો. એક કિનારેથી બીજે કિનારે જવાનો વ્યવહાર ચાલુ થઇ ગયો હતો. **અલેફ**ખાંએ સાથે લીધેલાં થોડાં માણસો સહિત નદી ઉતરીને **દિલ્હી**માં પ્રવેશ કર્યો.

જ્યારથી બાદશાહને પોતાના મરણ માટે કાવતરૂં રચાય છે, તેવી ખબર મળી હતી, ત્યારથી **ખીજર**ખાંને સખ્ત દેખરેખ નીચે રાખવામાં આવ્યો હતો. પહેલાં **ખીજર**ખાંને મળવાની **અલેફ**ખાંને ઇચ્છા થઇ, પરન્તુ બીજી જ પળે તેણે તેમાં સલામતી માની નહિ. તેમ કરવાથી બાદશાહની શંકાને મજબૂતી મળશે, તેમ તેને જણાયું. **અલેફ**ખાં **દિલ્હી**માં આવી પહોંચેલ છે, તેવા ખબર **કાફુરે** બાદશાહને પહોંચાડ્યા. બાદશાહે પહેલાં **ખીજર**ખાંને બોલાવીને તેણે **અલે**-

ફખાં સાથે રચેલું કાવતરૂં જણાવી દેવા કહ્યું, પણ નિર્દોષ **ખીજર**ખાંએ કાવતરામાં પોતાની અજ્ઞાનતા પ્રદર્શિત કરી. ત્યારપછી **અલેફ**ખાંને બોલાવવામાં આવ્યો.

"**અલેફ**ખાં ! બોલ, તેં **ખીજર**ખાં સાથે મળીને શું કાવતરૂં રચ્યું છે ?" બાદશાહે પૂછ્યું.

"જહાંપનાહ ! કાવતરાની બાબતમાં હું કાંઈ પણ જાણતો નથી."

"હાં ! હું તે જાણું છું કે તું કેવો નિર્દોષ છે ? પણ કહે **ગુજ**રાતની લૂંટનું ધન અને મહેસૂલ કયાં છે ?"

"નામવર ! લૂંટથી **ગુજ**રાતની પ્રજા તદ્દન ગરીબ બની ગઇ હતી, જેથી તેના ધનનો કેટલોક ભાગ મેં ગરીબ લોકોમાં વ્હેંચી દીધો છે, જ્યારે બાકીનો સિપાઈઓની માગણીથી તેમને વ્હેંચી આપ્યો છે. **ગુજ**રાતની મહેસૂલ હજી જોઇએ તેટલા પ્રમાણમાં વસૂલ થતી નથી અને જેટલી વસૂલ થઇ છે તેટલી જહાંપનાહના ખજાનામાં મોકલાવી છે."

બાદશાહે ક્રોધથી કહ્યું: "જૂઠું, હડહડતું જૂઠું ! નાપાક **અલે**ફખાં ! હું તને સારી પેઠે ઓળખું છું ! તે સઘળું તું પચાવી પડયો છે અને હજી દિલ્હીની ગાદી પચાવી પાડવાને તું કોશેશ કરે છે ?! અરે, કોઈ જાઓ અને આ બેવફાને જલ્લાદને સોંપી મારી નજર આગળથી દૂર કરો !"

માત્ર એક જ પળમાં **અલેફ**ખાંનાં હાથ બંધાયા અને સિપાઈઓના સખ્ત બંદોબસ્ત નીચે તેને જલ્લાદને સોંપવામાં આવ્યો. તે જ દહાડે તે નિર્દોષનો ઘાત થયો ! **ખીજર**ખાંને બાદશાહે રહેમ લાવીને સખ્ત જાપતા હેઠળ રાખ્યો અને **કાફુર** પોતાનું ઇષ્ટ કરવામાં ફત્તેહમંદ થયો.

# પ્રકરણ ૨૦ મું.

## અવસાન.



અલેફખાં જેવો એક બહાદૂર સરદાર દિલ્હીની શહેનશાહતમાંથી ચાલ્યો ગયો એથી મુસલમાની રાજ્યને એક મોટી ખોટ પડી હતી, પરન્તુ કાફુરની સત્તા નીચે દબાયલા અલ્લાઉદ્દીનને તેમાંનું કાંઇ ન સુઝ્યું. દિવસે દિવસે તે કાફુર અને કમળાદેવી ( દિલારામ ) ને વધારે ને વધારે વશ્ય થતો ગયો. કેટલાંક વર્ષો એ સ્થિતિમાં ચાલ્યાં ગયાં. તેટલા સમયમાં કાફુરે હદ બહારની પોતાની સત્તા જમાવી દીધી હતી. વૃદ્ધ વજીર ફત્તેહખાંને રૂખસત અપાવીને વજીરનું પદ તેણે લીધું હતું અને હરકોઇ રાજદ્વારી કે ખાનગી બાબતમાં બાદશાહ કાફુરને પૂછ્યા સિવાય કાંઈ કરતો ન હતો.

કાફુર ઉપર બાદશાહની ફીદાગીરી છેલ્લે જતાં બાદશાહને જ ભારી થઇ પડી. વજીર કાફુર પોતાને મળેલી સત્તાથી સંતુષ્ટ ન થતાં દિલ્હીનું પાયતખ્ત પચાવી પાડવાની અભિલાષા ધારણ કરવા લાગ્યો. ખીજરખાં ઉપર બાદશાહની ઇતરાજી થઈ ચૂકી હતી, તેથી તે બાદશાહના સમાગમમાં બિલકુલ આવતો ન હતો. ખીજરખાંને માટે કાફુર બાદશાહને જે પ્રમાણે સમજાવે, તે પ્રમાણે બાદશાહ માનતો હતો, અને દિવસે દિવસે પિતા-પુત્ર વચ્ચે વિરોધ વધતો જ ચાલ્યો. બાદશાહને કોઇ પણ પ્રપંચથી ઠાર કરીને રાજ્ય પચાવી પાડવું તે યુક્તિ કાફુરને વિશેષ

પસંદ પડી, પરન્તુ દિલ્હીના એક શહેનશાહનું મોત નીપજાવવું તે કાંઇ નાની સરખી વાત ન હતી. તેમાં મોટી કરામત અને મદદની જરૂર હતી. દિલારામને લાલચ આપીને આ કામ તે કરવું કાફુરને વાજબી લાગ્યું. શાહજાદા ખીજરખાં ઉપર બાદશાહની ઇતરાજી થવાથી ગોહરનું માન પણ ઘટયું હતું, તેથી બડી બેગમને પણ બાદશાહ ઉપર નાખુશી ઉત્પન્ન થઈ હશે, તેમ કાફુરે કલ્પના કરી.

શાહી જનાનામાં હરકોઈની સાથે વાતચિત કરવાની કાફુરને સદર પરવાનગી હતી. એક વાર પ્રસંગ શોધીને તે દિલારામ પાસે બેઠો અને તેની સાથે વાતોએ ચઢયો.

"બેગમ સાહેબ! પાટણના રાજમહેલ કરતાં દિલ્હીના જનાનામાં આપને વધારે ઠીક પડતું હશે."

"બેશક, બાદશાહની પણ મારા પર સારી પ્રીતિ છે."

"હોય જ, પણ જરા દિલગીર થવા જેવું એ છે કે શાહજાદા પર બાદશાહની ઇતરાજી થઈ છે તે આપની બેટીને જરા અપમાનભર્યું થઇ પડયું છે."

શાહજાદા ઉપર બાદશાહની ઇતરાજીનું કારણ દુષ્ટ કાફુર છે તેમ દિલારામ જાણતી ન હતી તેથી તેણે કહ્યું: "હા, ખરૂં છે. બિચારી દેવળ મને રોજ કહે છે કે ખીજરખાં પણ હમેશાં શોકાતુર રહે છે અને બાદશાહના બેહેસ્તનશીન થયા પછી પોતાને તખ્ત મળશે કે કેમ તેને માટે શંકા છે."

"હા, બેગમસાહેબ તે વાત ખરી છે. ખુદાની કૃપાથી હું જ્યાં સુધી વજીરાત પર છું, ત્યાં સુધીમાં જો તે માઠો બનાવ બનશે તો તખ્ત

**ખીજર**ખાંને જ મળશે, અને તે માટે તમે ચિન્તા રાખશો નહિ. પણ કદાચ ખુદાની ઇતરાજીથી હું દિલ્હીમાં આ ઓાદ્દા પર ન હોઉં, તો કદાચ તે શંકા ખરી પણ પડે. ”

“ ખુદા કરે ને તમે વજીર હો, તેટલામાં જ **ખી**જરખાં બાદશાહ થાય. ” દિલારામ ઉતાવળથી બોલી ગઇ પણ પાછળથી તેને પસ્તાવો થયો. તેનું હૃદય સંકોચાયું અને પોતે દિલ્હીના બાદશાહના વજીર સાથે વાતચિત કરે છે તેનું ભાન એકદમ થઇ આવ્યું. તે બોલીઃ “ પણ ખુદા તેમ ન જ કરો ! બાદશાહ—મારા શિરતાજ લાંબી જીંદગી ભોગવો !”

“ બેગમ સાહેબ ! ખુદા એ નામવરને લાંબી જીંદગી બક્ષે, પણ શાહજાદાનો તખ્ત ઉપરનો હક્ક રદ જાય તે કાંઇ થોડી દિલગીરી ગણાય નહિ. ”

“ ત્યારે શું કરીએ ? ”

“ રાજદ્વારી અમલમાં કાંઇ ઉપાયો શોધવા જવા પડતા જ નથી.”

“ એટલે ? હું તમારૂં કહેવું સમજી શકતી નથી. બાદશાહની હૈયાતી સુધી તો કાંઇ તખ્ત બીજે હાથ જનાર નથી !”

“ પણ થોડા વખતમાં જ—મારી વજીરાત દર્મ્યાન જ **ખીજ**રખાં બાદશાહ થાય, તો ભવિષ્યની ચિંતા દૂર થાય ખરી કેની ? ”

“ હા, તે વાત ખરી છે. ”

“ જો તે વાત ખરી છે અને તમારી દૃઢ ઇચ્છા હોય, તો **ખીજ**રખાંને થોડી મુદતમાં તખ્ત અપાવવું તે કાંઇ મુસ્કેલ વાત નથી. ”

“ મલેક ! તે એક મોટા જોખમમાં ઉતરવાની વાત છે. ના, ના. તેમ કરવું જ નહિ. ”

"ઓરતજાતમાં હિંમત હોય જ નહિ અને તેમાં તમારી હિંમતની જરૂર પણ પડશે નહિ. તમે ક્યાં રજપૂતોનો ઇતિહાસ નથી જાણતાં? રાજ્યને માટે તો મોટા શહેનશાહોનાં ખૂન થયાં છે, બેગમ સાહેબ! જહાંપનાહ અલ્લાઉદ્દીને પણ તેવી જ રીતે રાજ્ય મેળવ્યું છે, તે શું તમે નથી જાણતાં?"

"જાણું છું."

"તો પછી તેમાં શું હરકત છે? બેગમસાહેબનું ગમે તેવું જોખમભર્યું કામ બજાવવાને પણ તાબેદાર હાજર છે."

દિલારામે તેનો કાંઈ જવાબ ન આપ્યો. પોતાની પુત્રી પોતાની હૈયાતીમાં જ એક બાદશાહની બેગમ થાય તે જોવાની તેની ઇચ્છાએ કાફુરની મરજીને આધીન થવાની તેને જરૂર પાડી.

"બોલો હવે આપનો શું ચોક્કસ વિચાર છે? એ કામમાં આપને માત્ર થોડું જ બજાવવાનું છે."

"શું?" દિલારામે ધડકતે હૃદયે પ્રશ્ન કર્યો.

કાફુર આસપાસ નજર કરતો બોલ્યો: હું થોડું એક ઝેર આપને લાવી આપીશ તે જરા તસ્દી લઈને બાદશાહને માટે જે ગોશ્ત તૈયાર થતું હોય તેમાં ગુપ્ત રીતે નાંખી દેજો."

દિલારામનું હૃદય કમકમ્યું. પોતે એક કેવું કાવતરૂં રચવાને તૈયાર થાય છે તેનું તેને ભાન થયું અને હૃદય આનાકાની કરવા લાગ્યું, પરંતુ કાફુરના શબ્દોએ તેને નાહિંમત થવા દીધી નહિ. કાફુરે સૂચવેલું કાર્ય કરવાની તેણે હા પાડી અને કાફુરની ઇચ્છા ફત્તેહ પામી.

કયે દિવસે આ સાંકેતિક કાવતરાનો અમલ કરવો તે સઘળું

નક્કી થયું. પોતાના ખાવીંદનો કમકમાટભરી રીતે વધ કરવામાં આવ્યો હતો તેનું ભાન થતાં દિલારામના હ્રદયને આ કામ કરવા માટે ટેકો મળ્યો. દુષ્ટે કરેલી દુષ્ટતાનો બદલો તેને આપીને હ્રદયનું વૈર વાળવું તેવી તેને દઢ ઇચ્છા થઇ અને તેણે પોતાના વિચારને જરા પણ ડગવા દીધો નહિ.

* * * * *

થોડાએક દિવસો ચાલ્યા ગયા. કાવતરાનો અમલ થઇ ચૂક્યો. બાદશાહને ઝેર આપવાની યુક્તિ ફત્તેહમંદ થઇ. પોતાને ઝેર આપવામાં આવ્યું છે, તેની અલ્લાઉદ્દીનને ખબર પડી નહિ. બપોરનું ખાણું લીધા પછી આજે તેનું હ્રદય વિહ્વળ થવા લાગ્યું. આંખો ઘેરાઇ જવા લાગી અને શરીરના સાંધાઓમાં કળતર થવા લાગ્યું. પોતાની આ સ્થિતિ તેણે કાફુરને વિદિત કરી અને કાફુરે હકીમને બોલાવ્યા પહેલાં ઘરગથ્થુ ઉપચારો કરવામાં કેટલોક વખત ગાળ્યો. રોગનાં લક્ષણો વધતાં જ ચાલ્યાં, અને સૌ કોઇના હ્રદયમાં ગભરામણે પ્રવેશ કર્યો. બેગમો એકઠી થઇ અને પોતાના ખાવીંદના મુખ ઉપર વારંવાર નિહાળી નિહાળીને જોવા લાગી. ભયંકરતાનાં ચિહ્નો જરા વધ્યાં એટલે કાફુરે હકીમને બોલાવ્યો અને બેગમોને જનાનામાં જવા ફરમાવ્યું. જોતજોતામાં આખું દીવાનખાનું હકીમોથી અને સરદારોથી ચીકાર થઇ ગયું. બાદશાહને પોતાનું મોત આવી પહોંચ્યું છે તેની ખાત્રી થઇ અને હવે કરેલાં કુકર્મોની ખુદા પાસેથી માફી માગવાનો સમય આવી પહોંચ્યો છે તેમ તેને સૂઝી આવ્યું. તેણે બિછાનામાં બેઠાં થવાની માગણી કરી અને સરદારે તેના શરીરને ટેકો આપી બેઠો કર્યો. બે હાથ જોડી તે ખુદાની

બંદગી કરવા લાગ્યો, એટલે સૌના હૃદયમાં ત્રાસ ઉત્પન્ન થયો. બાદશાહ હવે પોતાનું મૃત્યુ નજીક આવી પહોંચેલું સમજે છે, એમ સૌ કોઇની ખાત્રી થઇ. આ ખબર બેગમોને કહેવરાવવામાં આવ્યા.

**દિલારામે** પોતાના ખાવીંદની છેલ્લી મુલાકાત લેવાની માગણી કરી અને દીવાનખાનામાંથી સઘળાં માણસોને થોડા વખતને માટે બહાર જવાનું ફરમાવવામાં આવ્યું. સૌ કોઇ બહાર ગયા એટલે પાછળને બારણેથી બડી બેગમ બાદશાહની હજુરમાં હાજર થઇ. બાદશાહ અને **દિલારામ** સિવાય કોઇ પણ દીવાનખાનામાં રહ્યું નહિ.

આ દુનિયામાંથી છેવટને માટે ચાલી જતા બાદશાહની પાસે એક ખુલાસો કરવાની **દિલારામે** જરૂર જોઈ હતી. પોતાને કમળાદેવી સમજનાર બાદશાહ પોતાના હૃદયમાં રજપૂતોનું ગુમાન ઉતારનાર તરીકે પોતાને માનતો હતો, તેની તે માન્યતા જૂઠી છે અને પોતે કમળાદેવી નથી તથા દેવળદેવી તે ખરી દેવળદેવી નથી તેમ જાહેર કરવાનું **દિલા**-રામે જરૂરનું માન્યુ હતું. આ વાત જાહેર કર્યાં પછી પોતે જીવવું તે પણ હેરાન થવા જેવું હતું, તેથી બાદશાહની સાથે પોતે પણ જીંદગીનો અંત લાવવાનો નિશ્ચય કર્યો હતો. તે સમયે બાદશાહની હજુરમાં **દિલારામ** સિવાય કોઇ નહિ હોવાથી મરણ પામતા બાદશાહ સિવાય આ ખુલાસો કોઇ પણ જાણે તેમ ન હતું, કે જેથી ભવિષ્યમાં ગૌહર દુઃખી થાય તેવું માનવાને **દિલારામને** કારણ મળે.

જયારે **દિલારામ** બાદશાહની હજુરમાં આવીને ઉભી ત્યારે **બા**-દશાહ ઝેરના ઘેનથી આંખો મીંચી ગયલો હતો. **દિલારામે** આવીને **બાદશાહને** તેની નિદ્રામાંથી જાગૃત કર્યો અને પોતાની બેગમને જોતાં

જ બાદશાહની આંખોમાં આંસુ આવ્યાં. બોલવાની જરા પણ શક્તિ તેનામાં રહી ન હતી, તેથી તેણે થોડુંએક બોલવાને મહેનત કરી કિન્તુ તે નિષ્ફળ ગઇ !

બાદશાહની તે પ્રીતિને હસીને દિલારામે ક્રોધથી કહ્યું: "અય ગુનહગાર ! તારા દિવસો હવે ભરાઇ ચૂક્યા છે. તારાં કુકર્મો માટે તું ખુદા પાસેથી માફી માગ. તારી એક મોટી માન્યતાને હું આજે પાણીમાં બોળું છું. તું જેમને કમળાદેવી તથા દેવળદેવી સમજે છે, તે બન્ને ખરી કમળાદેવી તથા દેવળદેવી નથી, પણ કોઇ બીજી જ સ્ત્રીઓ છે. હું કમળા નથી તેમ જ મારી બેટી દેવળ નથી, પરન્તુ તેં જ્યારે તારા લશ્કરની કત્લ કરાવી ત્યારે તેમાં કપાઇ મરેલા કોઇ જવાન હુસનખાંની ઓરત અને બેટી તે અમે છીએ. અમારૂં નામ કમળા અને દેવળ નહિ પણ દિલારામ અને ગૌહર છે, અને આજે મારૂં, મારા બચાવનાર રાજા કરણનું નિમક હલાલ કરવાનું તથા વૈરીનો બદલો વેરથી લેવાનું કામ પૂર્ણ થવાથી તે ભેદ તારી પાસે ખુલ્લો કરી, હું, તેં લીધેલાં સંખ્યાબંધ બળિદાનમાં એક બળિદાનનો વધારો કરી તે પાક ખુદાની દરગાહમાં જાઉં છું કે જ્યાં તું પણ થોડાક વખતમાં આવશે ! આ વખતે તું કદિ બચી શકીશ નહિ કારણકે તારા આખા શરીરમાં જે ઝેર ફેલાઇ ગયું છે તેને હકીમો પણ પિછાની શકશે નહિ."

આટલું બોલી દિલારામે પોતાના હાથમાં રાખેલું ખંજર પોતાના જીગરમાં હુલાવી દીધું અને લોહીલુહાણ થઇ અલ્લાઉદ્દીનના પગ આગળ લોટી પડી. અલ્લાઉદ્દીન પણ તેની જ સાથે છેલ્લો શ્વાસ ખેંચી આ ફાની દુનિયામાંથી ચાલતો થયો.

* * * * * *

# પ્રમોદા યાને દિલેર દિલારામ.

દિલેર દિલારામ ! બહાદુર પ્રમોદા ! તેં ગુજરાતની એક અનુપમ સેવા બજાવી છે ! ગુજરાતના રાજા કરણે તારો બચાવ કર્યો, તેનું તેં નિમક ખાધું, તે નિમક તેં ખરી રીતે હલાલ કર્યું છે ! તેં ખરેખરી કૃતજ્ઞતા દર્શાવી છે ! તારા પ્રત્યે કરેલા ઉપકારનો બદલો તેં પૂરી રીતે વાળી આપ્યો છે ! બાદશાહ અલ્લાઉદ્દીનના જનાનામાં કમળાદેવીનું નામ ધારણ કરીને તું રહી, બાદશાહના અંત સુધી રહી અને જરા પણ ખુલ્લી પડી નહિ ! રજપૂત કૂળને કલંકમાં પડતું તેં બચાવ્યું ! તને ધન્ય છે ! તેં પૂરેપૂરું જોખમ વેઠીને તારા પાલકની સેવા બજાવી, પરન્તુ હાય ! તે સેવા જોવાને તારો પાલક હૈયાત રહ્યો નહિ !! ગુર્જ્જરીય ભૂમિનો ક્ષત્રીય ભૂપાલ--છેલ્લો રજપૂત રાજા તારી તે સેવાને જાણવા સુધી આ દુનિયામાં ટકી રહ્યો નહિ ! તેણે તો બાગલાણના જંગલોમાં જ પોતાની દુઃખમય બનેલી જીંદગીનો અન્ત આણ્યો ! ત્યારથી પવિત્ર ગુર્જ્જરી ભૂમિ ક્ષત્રીયના હસ્તમાંથી ગઇ--સદાને માટે ગઇ ! વિદેશી પ્રજાના રક્ષણની કે ભક્ષણની તે એક વસ્તુ થઇ પડી ! પ્રાચીન સમયના શૂરા ક્ષત્રીયોનો ત્યારથી જ અન્ત આવ્યો ! કમળા સરખી પવિત્ર ક્ષત્રિયાણીઓ ત્યારથી જ સદાને માટે ચાલી ગઇ ! માતૃ-પિતૃ-ભક્તિમાં સર્વદા તત્પર રહેનારી દેવળદેવી સરખી પુત્રીઓ પણ ત્યારથી જ જન્મ પામતી બંધ થઇ ! વિદેશીઓના સ્પર્શથી અપવિત્ર બનેલી ગુર્જ્જરીય ભૂમિમાંથી ત્યારથી જ નિત્યને માટે પવિત્રતા પગ કરીને ચાલી ગઇ અને અધમતા અશ્વવેગે આવી પ્હોંચી ! તે સમયના પ્રજાપાલક નૃપતિઓ, તે સમયની રાજભક્ત પ્રજા, તે સમયની રાજનીતિ, તે સમયનું શૌર્ય, તે સમયના યોદ્ધાઓઃ તે સઘળું એકી સાથે ચાલ્યું ગયું અને ગરીબ

## પ્રમોદા યાને દિલેર દિલારામ.

ગુર્જરીય ભૂમિ અત્યારે અશ્રુ પાડતી બેસી રહી છે! વિદેશીઓના સ્વાર્થી પગ તળે તે અત્યારે કચરાય છે! તે દયાજનક સ્થિતિમાં છે, પણ કોઇ તેના પર દયા લાવતું નથી! તેને હવે તો હમ્મેશને માટે અશ્રુ સારવાનું જ રહ્યું છે! પોતાની પૂર્વ સમયની જાહોજલાલી તે ખોઇ બેઠી છે! તેનું સ્વપ્ન પણ તે ગરીબ ભૂમિને અત્યારે નથી! આ દુઃખમય સ્થિતિમાંથી મુક્ત થઇને તે પોતાની પૂર્વ સમયની સુસ્થિતિ પુનઃ કયારે સંપાદિત કરશે ?! તેનો ઉજ્જ્વલ રંગ પુનઃ કયારે દેદીપ્યમાન થશે ?! આવા જ વિચારોમાં દિવસો ગુમાવવાનું ગુજરાતના કર્મમાં લિખિત હશે શું ? પણ ના—

તે રંગથકી પણ અધિક સરસ રંગ,
થશે સત્વરે માત !
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે,
વીતી ગઇ છે રાત !

**જય ! જય ! ગરવી ગુજરાત !**



# જાહેર ખબરો.

## આ ગ્રંથકર્ત્તાનાં પુસ્તકો.

**પ્રમોદા** યાને **દિલેર દિલારામ** ( નવલકથા ) રૂ. ૦-૧૨-૦
**વિમળા** ( નવલકથા ) ... ... ... ... રૂ. ૧—૦-૦
**ચાંપરાજ હાડો** અને **સતી સોનરાણી**... રૂ. ૦-૧૨-૦
**ભૂતળવિદ્યા** ... ... ... ... ... રૂ. ૦—૩-૦
**અમરકુમાર ચરિત્ર** ( જૈન ) ... ... રૂ. ૦—૨-૦
* **બાદશાહ બારેબાદર** ( લઘુકથા ) ... રૂ. ૦—૨-૦
* **કાન્તા** ( લઘુ નાટક ) ... ... ... રૂ. ૦—૨-૦
* સિલીક નથી.

## મળવાનાં સ્થળ.

કર્ત્તા... ... ... ... ... વઢવાણસીટી.
**એમ. વી. મોતીવાલા.** ... ”
**“ રાજસ્થાન ” પત્રની ઓફીસ. અમદાવાદ.**
**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણદરવાજા-,,**

# "જ્ઞાનબોધક ગ્રંથમાળા"

સદરહુ પુસ્તકનું નામ માળા રાખવામાં આવ્યું છે તો તે ખરેખર એકસો આઠ મણકાની માળા જ છે. એમાં મણકારૂપી જુદા જુદા એકસો આઠ વિષયો છે. તે ઉપરાંત વ્યાજ ગણવાના તૈયાર કોઠાઓ—મુસારો ગણવાનો કોઠો—દસ્તાવેજ લખવાના નમૂના—બીલ—ભાડાચીઠ્ઠી—કરાર—પત્રવહેવાર—અરજીઓ—રિપોર્ટ—વિગેરે વિગેરે ઉપયોગી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. છતાં, રોયલ બારપેજી ૨૫—૩૦ ફરમાનું ઉપયોગી મોટું પુસ્તક. ઉંચા કાગળ. તથાપિ કિંમત અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર પાસેથી માત્ર રૂપિઓ એક રાખ્યો છે. પાછળથી રૂપિઆ દોઢ પડશે.

**ભુખણદાસ ત્રિકમદાસ પટેલ. દોરા—ભરૂચ—પાલેજ.**

**તા—ક**—અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપવા ઉપરાંત પૈસા પહેલા મોકલનાર પાસેથી બારઆના છે.

---

# કાંચન પિલ્સ.

સુવર્ણ મિશ્રિત અમારી આ અકસીર ગોળીઓ હરકોઇ દરદમાં સચોટ નીવડી છે, માટે જીંદગીથી કંટાળેલા અને નિરાશ થયલા હરકોઇ પ્રકારના દરદીએ અમને પુછયા વગર નિરાશાને હૃદયસ્થાનમાં જગો આપવી નહિ. ધાતુ ક્ષિણતા કે ગજા ઉપરાંત કામથી નબળા પડી ગયલા મગજ, જીર્ણજ્વર, મંદાગ્નિ, કબજીઅત, પ્રમેહ, ક્ષય, દમ, ખાંસી, બરોલ ને કલેજાનો વધારો, વંધ્યત્વ, નામરદાઇ, પ્રદર વગેરે સ્ત્રી પુરૂષના અનેક રોગોને તત્કાળ કબજે કરી શરીરને લાલ સુરખી આપે છે. રોગી અને નીરોગી બંનેને ગુણ કરે છે. **૩૨ ગોળીના બાર આના.** ડબ્બી એકના રૂ, બે ફક્ત.

**હેડ ઓફીસ-મેનેજર-સુવર્ણ ઔષધાલય,**

સીતારામ બીલ્ડીંગ્સ—મુંબઇ.

**विद्युत् ०टी.** આ ચમત્કારિક શક્તિની ગોળીઓ પેશાબમાં તથા સ્વપ્નમાં થતા ધાતુપાતને એકદમ બંધકરી અખૂટ કૌવત તથા આનંદ આપે છે. નિદ્રા, ક્ષુધા તથા દસ્ત નિયમિત લાવી, શરીર મજબૂત કરે છે. કિ. ગોળી ૪૦ ની ડબીનો રૂ. ૧I.

**प्रमेहरिपु.** પેશાબની અગન, પથરી તથા રસી તુરત જ બંધકરી, દરેક પ્રકારના પ્રમેહ (પરમા) નો નાશ કરે છે, તથા ચાંદાં વિગેરે રૂઝાવી દે છે. સ્ત્રીઓના ગરમીના રોગો નિર્મૂળ કરી ગર્ભાશય સાફ કરે છે. કિં. ગોળી ૩૨ અથવા ચૂર્ણ તો. ૧૦ ના રૂા. ૨.

**दंतमंजन.** દાંતનો સડો, દુખાવો, હાલવું, ખેરી વિગેરે મટાડી, મજબૂત તથા સાફ કરે છે. મુખની ચીકાશ તથા દુર્ગંધ મટાડી, ખુશબોદાર કરે છે. કિ. આના ચાર. કોઢ, હરસ, ખરજવું, ખસ, ગુંબડાં વિગેરે માટે અકસીર મલમો તૈયાર છે.

**सौभाग्यरसायन.** બાલકથી વૃદ્ધ પર્યંત દરેક સ્ત્રી પુરૂષને અત્યંત હિતકારી, શરીરનો બાંધો દૃઢ કરી પાચનશક્તિ ખીલવી, દસ્ત સાફ લાવનાર સ્વાદિષ્ટ ચાટણ છે. કિંમત ડબા ૧ નો રૂા. ૧.

## ખેરાજ ખોધા એન્ડ બ્રધર્સ.




સર્વે જાતની લાદીઓના વેહેપારી તથા કંટ્રાકટર **શાહાબાદી લાદી ૧ ઇંચ થી ૧૮ ઇંચ સુધી જાડી કોઈ પણ સાઈઝની ઘડેલી તથા બીન ઘડેલી મળશે.** વધુ ખુલાશો રૂબરૂ અથવા પત્ર વ્યવહારથી. બીજી કોઈ પણ જાતની લાદી જોઈશે તો હમે સાધારણ કમીશને માલ આપીશું.

ઠે. ખેતીવાડી ગોળ પીઠા—**મુંબઇ.**

---

## જાહેર ખબર.

આખા મુંબાઇ ઇલાકામાં વખણાયેલી ને માન પામેલી શિક્ષકો વિદ્યાર્થીઓ વેપારી અને વાણીયા કોમને ખાસ ઉપયોગી. બીજા ગણીતોને ટકરમા મારે તેવી સહેલી અને સસ્તી અથરાને લાંબા હિસાબો ફક્ત પાંચજ મિનિટમાં થાય તેવી રીતવાળી બુદ્ધિ વર્ધકને દીલખુશ આંટી ઘુંટીના નવરંગી વિચીત્ર મનોહર કોયડાથી ભરપુર, **લેખાંવળી અને કોયડાબૂક કીં. ચાર આના.**

**માસ્તર ઉજમશી તુલશી શાહ. મુ. વઢવાણ શહેર.**

---

# પ્રમાણીકપણું એજ વેપારીનું ભુષણ છે.

અમો ખંત અને અનુભવથી થોડે નહિ અને પ્રમાણીકપણે કમીશન એજંટનું કામ કરીએ છીએ.

તથા અમારી દુકાનમાં

જાત જાતનાં સેંટ સાબુ, કોલનવોટરો, પેટંટ દવાઓ તથા વીલાયતી તાજી ખોરાકી, બીસ્કીટના ડબાઓ, અને પેપરમીટ ( મીઠાઇ ).ના ડબાઓ, હલકા ઉંચા સાબુઓ વીગેરે જથાબંધ તથા છુટક કીફાએત ભાવે વેચીએ છીએ.

એક વખત ખાત્રી કરવા તસ્દી લેવી.

**બી. મહમદઅલીની કું.**

અબદુલ રહેમાન સ્ટ્રીટ,

**મુંબઇ.**

( કવાર્ટર પ્લેટ )    કાર્ડ સાઇઝ ૪૧ + ૩૧



## કિંમત માત્ર રૂ. ૩

ફોટોગ્રાફ પાડવાના

# છુપા કેમેરા.

ગમે તે માણસની તસ્બીર ગમે તે શખ્સ તે ધ-
ણીને ખબર પડવા દીધા વિના પણ આ
કેમેરામાં ફોટોગ્રાફ ઉતારી શકે છે.
દોડતી ગાડી, ઉડતું પક્ષી, વીગેરેનો સહેલાઇથી
ફોટો લઇ શકાય છે. એમાં શીખવાની
કડાકુટ નથી.

હમે તે ખરીદનારને તેની સંપુર્ણ રીત ઘેર બેઠે
શીખવી શકીએ છીયે. ઘણા લોકો આ
કેમેરા રૂ. ૧૦ થી ૧૫ સુધી વેચે છે.
પણ તેની ખરી કીંમત માત્ર રૂ. ૩) છે અને પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું.
છોટાલાલ છગનલાલ મહાજન.
ઠે. ઠાકુરદ્વાર રોડ, મુંબઇ.

# સ્વદેશી દવાઓ.

## બીકસન ટોનીક પીલ્સ.

તે ચોખ્ખી કસ્તુરી, કેશર અને દેશી વનસ્પતીની બનાવેલી છે, જેથી તે દરેક રોગ દુર કરી તાકાતને વધારી નિર્બળ માણસને પુષ્ટ બનાવે છે. વિદ્યાર્થીઓની યાદ શક્તીને ખીલવી પુખ્ત ઉમરના પુરૂષો તેમજ નબળા બાંધાની સ્ત્રીઓને આ ગોળીઓ નવી જુવાનીના જેવું લોહી બક્ષી ગુલાબી ચહેરો બનાવે છે. કીં. રૂ. ૧

બીકસન રૂમેટીઝમ બામ–સંધીવાથી સાંધાનો દુખાવો; ગરદનની નસનું રહી જવું કમરને વાંસાની ફાટ ને દમ હાંફણુ અને છાતીનાં દરદો તથા સ્ત્રીઓને સુવાવડના ભયંકર રોગોથી શરીરના અવયવનું અકડી જવું કે સુઝઆવવું તે ઉપર તથા માથાના દરેક દુખાવા માટે ખાસ ગેરંટી કે પાંચ મીનટમાં ફાયદો ન જણાય તો પઇસા પાછા મેંથોલની પણ ગરજ સારેછે. કીં, આના ૬ અને ૧૦.

બીકસન રીંગવર્મ ઓઇન્ટમેન્ટ–દરાજ,સુકી ખુજલી, ગજકરણ, કાતરામાં થતી ફાટને દુર કરી ચામડીનાં દરેક દરદોને સાફ કરે છે, કીંમત ચાર આના.

સરસ્વતી હેર ઓઇલ–વાલને તેજસ્વી કાળા, લાંબા અને નરમ રેશમ જેવા સુંવાળા કરે છે. આંખનું તેજ વધારી મગજને ઠંડક આપી માથાનાં દરદો તથા જુ, ખીલ અને ખોડાનો નાશ કરી ખુશબો આપે છે. કીં. આના ૬ અને બાર.

બીકસન એગ્યુ મીક્ષ્ચર–દરેક જાતના તાપ ઉપર ઘણુંજ અકસીર છે. હજારો લોકોનો ઝરી તાપના પંજામાંથી બચાવ કરી સરટીફીકેટો મેળવી છે. કીં. રૂ. ૦ાા

બીકસનની ગરમી માટેની દવા–ગરમીના દરેક દરદો દુર કરી, પીશાબમાં થતી અગનને મટાડી, તવાઇ ગયલાં માણસને તનદુરસ્ત કરે છે, રૂ. ૧–૪–૦

બીકસન ક્રયંટ ટુથ પાઉડર—હમેશાં વાપરવાથી દાંતને મજબુત બનાવી હાલતા અટકાવી સફેદ મોતી જેવા કરે છે. કીં૦ ૪ આના.

બીકસન કફ પીલ્સ— જુની હઠીલી ખાંસી, દમ, હાંફણને સળેખમને ફાયદો કરી સ્વરને ખુલ્લો કરે છે. કી૦ ૬ આના.

બીકસન પરગેટીવ પીલ્સ—દુખાવા વગર પેટ સાફ લાવે છે. કી. ૫ આના બાલ કાઢવા સારૂ સર્વથી સરસ દવા કી૦ ૬ આના.

**સોલ એજંટ શા. હીરાચંદ ભીમજી ગનબાવા કોટ—મુંબઈ.**

---

**છપાઈને બહાર પડી ચુકી છે.**

# સુલ્તાના રજીયા બેગમ

**( એક અદ્‌ભુત ઐતિહાસિક નવલકથા. )**

**લેખકઃ—ઠક્કુર નારણદાસ વિસનજી ચતુર્ભુજં તે, 'પ્લાસીનુ' યુદ્ધ' ઇ. ગ્રંથોનો કર્ત્તા. મૂલ્ય ૧-૮-૦.**

કર્ત્તાને નીચલે સરનામે લખો—

**ઠક્કુર નારણદાસ વિસનજી ચતુર્ભુજ.**
દ્વારકાદાસ બીલ્ડીંગ—ટ્રામ ટર્મીનસ
ગ્રાન્ટરોડ—મુંબઇ.

# મેસર્સ એમ. એચ. બ્રધર્સની

# દવાઓ.

અમોએ ઘણી શોધ ખોળ કરી દેશકાળ હવાને અનુકૂળ આવે તેવા ઔષધો તદ્દન વનસ્પતિમાંથી અનુભવ સિદ્ધ તૈયાર કરેલા છે. જેને દરેક ઘરમાં રાખવા તથા ખાસ વાપરવા ભલામણ કરીએ છીએ.

## "ત્રૈલોક્ય દીપમાલી."

આ ગોળીઓ દરેક પ્રકારની નબળાઇનો નાશ કરી પુરૂષાતન અર્પે છે. ગુમાવેલી મરદાઇ બક્ષે છે. પિશાબ કે સ્વપ્નામાં જતી ધાતુ બંધ કરી વીર્ય વીકારના સઘળા દર્દો મટાડે છે. પાચનશક્તિ વધારે છે. લોહી સુધારે છે. સ્ત્રીઓના અનિયમીત શ્રાવને અટકાવી ગર્ભ-સ્થાન સુધારે છે. પ્રમેહને તદ્દન નાબુદ કરે છે. આ દવા ચાર દીવસ લીધાથી સાંધાઓમાં થતી કલતર મગજનો દુખાવો ચકરી, દમ, ઉધ-રસને તદ્દન નાબુદ કરે છે. સારસાર સુખ ભોગવવા માટે દેશી યુનાની દવામાં આ દવા ઉત્તમ છે. નામ તેવા ગુણ છે. ૩૨ ગોળીની ડબીનો રૂ. ૧-૦-૦

## "જવરાંકુશ."

આ ગોળીયો એકાંતરીયા, ટાઢીયા, ચોથીયા, ઉના, વીગેરે તમામ જાતના ઘણા જૂના તાવને તદ્દન નાબુદ કરે છે. એક વખત તાવ ઉતરી ગયા પછી ફરી લાગુ થતો નથી. ડબી ૧ ની રૂ. ૦-૮-૦

## " દીપમાલી "

આ ગોળીઓથી સનીપાત–શુલ–સંગ્રહણી–ત્રીદોષ–વરાદ–વાયુ શ્વાસ દમ તથા તાવને નાબુદ કરે છે. આ દવા સાધારણ માણસને પોતાની પાસે હમેશાં રાખવા ખાસ ભલામણ કરીએ છીએ. ગોળી ૩૦ ની ડબીનો રૂ. ૧.

## " વીજયકળા. "

આ ગોળીથી બરોળ–જલંદર–કંઠાઘર તથા મલવિકાર તદ્દન નાબુદ થાય છે. પેટ સારૂ લાવે છે. ભુખ વધારે છે લોહીને સુધારી તાકાત બક્ષે છે. ગોળી ૨૫ ની ડબી એકની કીંમત રૂ. ૨–૦–૦

## " ચાંદી. "

ગરમીથી અથવા ખરાબ સંગતથી થયેલા ચાંદીના બાકટ દરદ પર આ દવા એકજ વખત લગાડવાથી તુરત ફાયદો માલુમ પડે છે. ડબી ૧ ના રૂ. ૦–૧૨–૦ તથા રૂ. ૦–૮–૦

## " રક્ત સુધારક "

લોહી બગડવાથી થયેલા ચામડીના તથા અંદરના તમામ દરદો નાબુદ કરે છે. બરોલને થોડાજ દીવસમાં હઠાવે છે. દરેક પડીકાની કીંમત રૂ. ૦–૨–૬.

## " બાળકાંતિ વર્ધક. "

આ દવાથી બચ્ચાનો પડેલો ફીકો ચહેરો સસણી, ઝીણો તાવ, ઝાડા ઉધરસ ઉટાંટીયા વરાધ વિગેરેને તદ્દન નાબુદ કરે છે. લોહી સુ-

ધારે છે. શરીરનો બાંધો મજબુત થાય છે. દરેક પડીકાની કીંમત રૂ. ૦—૩—૦

## "નૌતમવિલાસ જીવન."

૮ આ જીવન વૃદ્ધ પુરૂષોને જુવાન બનાવી સર્વ શક્તિ પાછી બક્ષે છે. સ્ત્રી પુરૂષોના ગરમીના દર્દો મટાડી આનંદ સહ રમણ કરવાને શક્તિમાન કરે છે. લોહી વધારે છે. મગજ ઠંડુ રાખે છે આંખના તેજમાં વૃદ્ધિ કરે છે. એકંદરે શરીરના રાજા "વીર્ય" તેનું સેવન કરે છે. પ્રમેહના દર્દપર આ દવા ઘણીજ અસરકારક અસર કરે છે. **કીં. રૂ. ૦-૫-૦**

## "દાદર, દરાજ, ખસ, ખરજવાની અકસીર દવા."

આ દવા તદ્દન જુની હઠીલી લાલ કાળી દરાજનો નાશ કરે છે. દવા બળતી નથી. ચામડીને ડાઘ પડતો નથી. ખસ ખરજવાને લગાડવાથી તેનો તદ્દન નાશ થાય છે. **કિંમત ડબી ૧ ના રૂ. ૦-૪-૦**

## "ગોળાની દવા."

સાધારણ નાની વયના બાળકો યુવાન તેમજ વૃદ્ધ સ્ત્રી પુરૂષોના શરીરમાં ગોળાના દર્દે ઘર ઘાલ્યું છે કે તે વખતો વખત ચઢી આવી અતિશય કષ્ટ ભોગવાવે છે. એટલુંજ નહી પરંતુ કેટલાંક મૃત્યુ થયાના કેશ સાંભળીયે છીએ. તેથી હમોએજ ખાસ કેટલાક વખતનો ભોગ આપી ગોળાના દર્દની દવા બનાવી છે. જેનાથી ઘણા કેશ સુધર્યાં છે. આ દવા એક વખત વાપરવાથી પોતાની આખી જીંદગીમાં ફરી દર્દ થઇ આવતું નથી એવી ખાસ ખાત્રી થઇ છે. **કિંમત ડબી ૧ ના રૂ. ૦-૮-૦**

## "નપુંસકત્વ નાશક મૂળ."

અજ્ઞાનતાને લીધે કરેલા અનેક કુકર્મોથી થયેલ ગુપ્ત ભાગની શીથીલતા, નસોની કમજોરી, વીગેરે શીથીલતા આ દવાનાં સેવનથી દુર કરી શક્તિ પ્રાપ્ત કરે છે.

**કીંમત દર મૂલનાં રૂ. ૦-૪-૦.**

## "ક્ષય નાશક."

આપણા દેશમાં ક્ષય રોગથી ઘણા દર્દી પીડાતા જોઈએ છીએ. જેઓ ઘણા પૈસાનો વ્યય કરે છે. છતાં ભાગ્યેજ કેશ સુધરતો હોય તેવા થાકેલા હમારા મિત્રોને, બ્હેનોને, હમો ખાસ ભલામણ કરીએ છીએ કે, મહા મુસીબતે મેળવેલી જડીબુટ્ટીની "ક્ષયનાશક" નામની દવા મંગાવી વાપરશો. આ દવા અનુભવ સીદ્ધ દેશી છે.

**દરેક ડબીની કીંમત રૂ. ૨-૦-૦**

દરેક દવાનું પોષ્ટ ખર્ચ મંગાવનારને શીર છે અગાઉથી પૈસા મોકલેથી બુક પોષ્ટ થશે નહીતર વી. પી. કરવામાં આવશે.

દવા વાપરવાની રીત દવા સાથ મોકલવામાં આવે છે.

**મેસર્સ એમ. એચ. બ્રધર્સ.**

રાજામહેતા પોળ-**અમદાવાદ.**

---

ઉધરસ, દમ, ખાંસી માટે

# ઓડમેન્સ (રજીસ્ટર્ડ) કફ એલીકઝીર.



અકસીર ઇલાજ છે. ફેફસાંના અને ગળાંના દરદો જેવાં કે ઉધરસ, દમ, ખાંસી, અવાજ બેસી જવો છાતીમાંથી લોહી પડવું, શરદી અથવા ગરમીનો ઠાંસો વીગેરે દરદોને તરત આરામ કરે છે. આ દવા ફક્ત બે અથવા ત્રણ ભાગ પીવાથી ગમે તેવી ખાંસી નરમ પડે છે. એમાં કોઇપણ જાતની ઝેરી દવા આવેલી નહી હોવાથી નાના બચ્ચાંને તેમજ વૃદ્ધ માણસને પણ આપી શકાય છે.

ઘણી વખત ખાંસી તો એટલી સખત હોય છે, કે ઘણાં ઉપચારો કરવાથી પણ મટતી નથી, અને તેવી સખત ખાંસીથી દરદીને તેમજ આસપાસનાઓને ઘણોજ કંટાળો આવે છે. તે વખતે ઓડમેનસ કફ એલીકઝીરના બે ત્રણ ભાગ પીવાથી ગમે તેવી સખત ખાંસીને ચમત્કારિક રીતે આરામ પમાડે છે. આ દવાની બાટલી કુટુંબી ઘરોમાં રાખવી જોઇએ.

કીં૦ બા૦ ૧) નો રૂ. ૧-૪-૦ વી૦ પી૦ ખરચ જુદો.

સોલ એજંટ—**ધી એંગ્લો ઇંડિયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦**

દરેક જાતની દવા વેચનારા નં૦ ૧૫૦ જુમા મસીદ, મારકેટ. **મુંબઇ.**